# તપત્યાખ્યાન.

સંશોધન કરી ટીકા સહિત મૂળ પ્રસિદ્ધ કરનાર

## હરગોવિંદદાસ દ્વારકાદાસ કાંટાવાળા

અને

## નાથાશંકર પૂજાશંકર શાસ્ત્રી.

આવૃત્તિ ૨ જી

પ્રકટ કર્તા

મેસર્સ રમણ અને કંપની, વડોદરા.

વડોદરા શ્રી ચીમનાબાઈ ટાવર પાસે લોકમિત્ર પ્રિં. પ્રેસ કં. લિ.
મા. રા. બ. હરગોવિંદદાસ દ્વારકાદાસ કાંટાવાળા માટે
જયરામ રતિરામે તા. ૨૦-૧-૧૩ ના
રોજ છાપ્યું

સંવત્ ૧૯૬૯ સન ૧૯૧૩

કિંમત ૦-૧૦-૦

# પ્રસ્તાવના.

વડોદરા રાજ્યના ડાયરેક્ટર ઑફ વર્નાક્યુલર ઇન્સ્ટ્રક્શન રા. સા. (હાલ રા. બ.) હરગોવિંદદાસ દ્વારકાદાસ કાંટાવાળા અને વડોદરા નિવાસી શાસ્ત્રી નાથાશંકર પૂજાશંકર એમણે ગુજરાતી પ્રાચીન કાવ્યો છૂટક છૂટક તથા પ્રાચીન કાવ્ય ત્રૈમાસિકમાં પ્રસિદ્ધ કરવા માડયા અને "તે સારૂ ઘણા પ્રયત્નથી હસ્ત—લીખિત ગ્રંથનો સારો સંગ્રહ તેમણે કર્યો હતો." જે વખતે વડોદરા રાજ્યનું દેશી કેળવણી ખાતુ દિવાન બહાદુર મણિભાઇ જશભાઇની દેખરેખ નીચે હતુ, તે વખતે પ્રકાશકોએ પ્રાચીનકાવ્યના સંગ્રહ બાબત તેઓને હકીકત જણાવી ને સરકારના ઉદાર આશ્રય વિના ખાનગી રીતે પ્રસિદ્ધ થઇ શકે તેમ નથી એવુ જાહેર કર્યું ત્યારે તેમણે તે બાબતની વિશેષ તજવીજ કરી, વિદ્યાવિલાસી શ્રીમંત સરકાર મહારાજા સાહેબ એમને તા. ૮ મે ૧૮૮૯ ની એક સમરણી રજુ કરી, તે ઉપરથી શ્રીમંતે ઉદાર દિલથી ૧૨૦૦૦) ની રકમ એ કામ માટે મંજુર કરી, અને પ્રથમ વડોદરા રાજ્યમાં થઇ ગયેલા કવિઓની અપ્રસિદ્ધ પ્રાચીન કવિતા સંભાળથી પ્રસિદ્ધિમા લાવવાના હેતુથી નીચે પ્રમાણે કમિટી નીમવામા આવી

અગ્રેસર

દિ. બ. મણિભાઇ જશભાઇ

મેમ્બરો.

રા. બ. અંબાલાલ સાકરલાલ એમ. એ. એલ એલ. બી.

ખા. બ. જમશેદજી અરદેશર દલાલ.

રા. સા. મોતીલાલ નેહાભાઇ

રા. સા. હરગોવિંદદાસ દ્વારકાદાસ

દરેક ગ્રંથની બનતા સુધી અનેક પ્રતો મેળવી તેને શોધી અને ટીકા ટીપ્પણ આપી વિશેષ ઉપયોગી કરવી વગેરે, સર્વ કામ રા. સા. હરગોવિંદદાસની સત્તા નીચે

શાસ્ત્રી નાથાશંકર પૂજાશંકર તથા કવિ છોટાલાલ નરભેરામ આદિ લાયક માણસનાથી ચલાવવાનો ઠરાવ થયો, અને ' પ્રાચીન કાવ્યમાળા ' એ નામથી પુસ્તકો પ્રસિદ્ધ કરવાની ગોઠવણ થઇ.

આ પ્રાચીન કાવ્યમાળાને કચ્છ, કાઠીઆવાડ અને ગુજરાતના રાજ્યકર્ત્તાઓ તરફથી તથા બીજા ઘણા સદ્ગૃહસ્થો તરફથી પણ ઉદાર આશ્રય મળ્યો હતો.

પ્રાચીન કાવ્યમાળાના ઘણા અંકો પ્રકટ થયા પછી નામદાર ગાયકવાડ સરકારથી મળેલી રકમ ખૂટી પડી ત્યારે બીજી વાર ટીપ્પણ રજુ થતા, શ્રીમંત સરકાર મહારાજા સાહેબ એમણે ફરીથી રૂ. ૬૦૦૦) ની રકમ ઉદારતાથી મંજુર કરી. એ રકમ ખૂટી પડતા અને બીજા સંજોગો બનતા, આ ઉપયોગી કાર્ય ૩૫ ગ્રંથો પ્રસિદ્ધ થયા પછી બંધ પડ્યું.

સુભાગ્યે, મુંબઇની યુનિવર્સિટીએ એમ. એ. ની પરીક્ષામા ગુજરાતીનો વિષય દાખલ કર્યો, તેથી પ્રાચીન કાવ્યમાળા માહેલા ઉત્તમ ગ્રંથો તે માટે ચૂંટી કાઢવામા આવ્યા વખત એવો આવ્યો કે બમણી, ત્રમણી કીમત ખરચતા પણ એ ગ્રંથો મળવા ન લાગ્યા, તેથી અભ્યાસીઓને ઘણી અડચણ પડવા લાગી અને યુનિવર્સિટીના રજીસ્ટ્રાર તરફથી રા. બ. હરગોવિંદદાસને એ ગ્રંથો ફરીથી છપાવવા માટે પૂછાવામા આવ્યું; પરંતુ એવા ગ્રંથોની જનસમૂહમા ઘણી ખપત ન હોવાથી એ ગ્રંથો છાપવાનું જોખમ માથે લેવા કોઈ તૈયાર ન થયું. આખરે માગણી કરવાથી કમિટીએ અમને અમુક ગ્રંથો અમુક શરતોએ છપાવવાની પરવાનગી આપી, તે ઉપરથી પ્રથમ મહાકવિ પ્રેમાનંદના નાટકો છપાવવાની અમે શરૂઆત કરી છે, અને બીજા સારા ગ્રંથો પણ પ્રજા તરફથી ઉદાર આશ્રય મળતા પ્રકટ કરીશું.

# ગ્રંથવિવેચન.

ગૂજરાતી ભાષાનુ સાહિત્ય પ્રેમાનંદના સમય સુધીમાં જોઇએ તેવું વૃદ્ધિ પામ્યું નહોતુ. પ્રેમાનંદ, વલ્લભ, રત્નેશ્વર, સામળ, વગેરે કવિઓ સમકાલીન હતા અને તેમનો કાળ એજ જાણે ગૂજરાતી ભાષાના સાહિત્યનો ઉદય કરનારો હોય, તેમ તે વખતે ગૂજરાતી ભાષામાં કાવ્ય, નાટક, ચંપૂ, પ્રહસન, ભાણ, ચરિત્ર, આખ્યાન, કથાઓ, વગેરે વિશેષ લખાયા છે. એ સર્વે કવિઓમા મહાકવિ પ્રેમાનંદે ગૂજરાતી ભાષા માટે જે દીર્ઘ અને અશ્રાંત યત્ન કર્યો છે, તેથી તો શીમાજ ! આપણે હગણા પણ જ્યારે સાભળિયે છિયે કે " अवेतवेका सोल हि आना, अठेकठेका बार, इकड तिकड आठ हि आना, गु र्हां पेसा चार, " ત્યારે આપણને પણ મનમા ગૂજરાતી તરિકે ઉભળો ઉડી આવે છે. ઘણાએ આ કહેવત સાંભળી હશે, પણ તે ઉપરથી કોણે શો યત્ન ગૂજરાતીનો ઉદ્ધાર કરવાને—એ મેહેણું રદ કરવાને આ સમયમા કર્યો છે ? પણ પ્રેમાનંદને તથા તેના દિકરાને એ વાક્ય તીખા બાણના જેવા મર્મસ્થળમાં વાગ્યાં હતા, એમ તેમની કરેલી પ્રતિજ્ઞાઓ ઉપરથી તથા તેમના ગ્રંથો ઉપરથી આપણને માલમ પડે છે, અને તે તેમની લાગણીનેજ પરિણામે જ્યારે બીજી પ્રાકૃત ભાષાઓવાળા પોતાના જૂના કવિઓનાં દશ્ય કાવ્યો રજુ નથી કરી શકતા, ત્યારે આપણે સંસ્કૃત કવિઓને માથે પણ ટક્કર મારે એવાં ગૂજરાતી નાટકો આપણી સ્વભાષામા જોવાને શક્તિમાન્ થયા છિયે. મહાકવિ પ્રેમાનંદને આ તેના પ્રયાસ માટે કંઇ ઓછો ધન્યવાદ ઘટતો નથી ।

જે પુસ્તક ઉપર આ વિવેચન લખાયરૂં છે તેનું નામ તપતીઆખ્યાન છે અત્યાર સુધીમા પ્રકટ થઇ ગયેલા બે નાટકોના જેવું આ પણ એક નાટક છે. જો તેમાં મળતાપણું કે ચર્વિતચર્વણ જેવું કાંઇ નથી, પરંતુ ઉલટું એક નવીન—અપૂર્વ રસભરિત નાટક છે. પ્રેમાનંદ કવિની કવિ તરિકેની પ્રૌઢતા અને તેના કવિત્વનો પરિપાક આમા સ્થળે સ્થળે આપણા જોવામા આવે છે ગૂજરાતી ભાષામાં અર્વાચીન કાળમા જે જે નાટકો લખાયા છે ને લખાય છે તેમાનું કોઇ પણ પ્રેમાનંદ કવિનાં નાટકોની તુલના કરી શકે એવું અદ્યાપિ આપણા જોવામાં આવ્યું નથી એક " તમાસ વ૰

રણું નાટક " નામે નાની સરખી ચોપડી કેટલાંક વરસ ઉપર કવિ *સવિતાનારાયણે લખેલી અમારા સાંભળવામાં આવી. પ્રેમાનંદ કવિના " તપતીઆખ્યાનનું " ને આ " તપતીસંવરણ નાટકનું " વસ્તુ એક હોવાથી અમને તે પુસ્તક જોવાની સહજ ઇચ્છા થઇ, ને તે પ્રમાણે તે પુસ્તક પ્રાપ્ત કરી અમે વાંચી જોયું, ત્યારે અમારા વિસ્મયનો પાર રહ્યો નહિ. કવિ સવિતાનારાયણે પોતાની શકિત પ્રમાણે જે લખ્યું છે તેનું વિવેચન કરવાનો આ સ્થળે અમારો હેતુ નથી, તથાપિ, વાંચનારને તુલના કરવાનું બની આવે, એટલા માટે અમે કવિ સવિતાનારાયણે વસ્તુનો વિસ્તાર કેવો કર્યો છે તે પ્રથમ બતાવિયેછિયે:—પ્રથમ રંગભૂમિ સ્થળ ઉપર સૂત્રધાર ને નટ પ્રવેશ કરી નાટક પ્રારંભવાનું કહે છે. પછી લતામંડપ સ્થળમાં પહેલો અંક શરૂ થાય છે, ત્યાં તપ્તા અને તેની સખીઓ આવી એક રાજકુમાર આવ્યાની વાત કરીને જાય છે, અને તેજ જગોએ સંવરણ પ્રવેશ કરેછે, તથા સ્ત્રીઓનાં પગલાં જોઇ તર્ક કરે છે. એવામાં ફરીને તપતી સખિઓ સહિત પ્રવેશ કરી હીંડોળે હીંચે છે ને સંવરણ ઝાડને ઓથે ભરાઇ રહી જુએ છે. પછી હરણનાં બચ્ચાંને જોઇ તેને પકડવા તપતી જાય છે, તેવે સંવરણને દેખી તેનાપર આસક્ત થાય છે ને, સંવરણ પણ તપતી પર આસક્ત થાય છે. તપતી જાય છે ને પેહેલો અંક પૂરો થાય છે.

બીજો અંક પણ લતા મંડપમાંજ શરૂ થાય છે. અહીં સંવરણને તપતી મળે છે, તથા પરસ્પર પ્રકટ પ્રીતિ બંધાય છે. એવામાં ગૌતમ નામે બ્રાહ્મણ આવી સંવરણને શાપ દેછે, કે જેની પ્રીતિમાં તું બંધાયો છે તે તને ઓળખશે નહિ. અને પછી અનુગ્રહ પણ કરે છે કે આ તારા અંગનો સ્પર્શ થવાથી ઓળખશે. અહીં બીજો અંક ખલાસ થાય છે. ત્રીજો અંક વિહારસ્થાનમાં વર્ણાય છે. ત્યાં તપ્તા સંવરણને શોધવાને જોગણ બની જાય છે. સંવરણ મળે છે પણ ઓળખતી નથી ને ચાલી જાય છે.

---

*પ્રસ્તાવના ઉપરથી માલમ પડે છે કે એ નાટક કોઇ શ્રીનિવાસ નામે કવિએ અસલ સંસ્કૃતમાં રચેલું છે, અને તેનું ભાષાંતર, નહિ તો તેના આધાર પરથી કવિ સવિતાનારાયણે આ નાટક લખ્યું હશે. ને એમ હશે તો એ નાટકની રચના માટે કવિ સવિતાનારાયણ કરતાં કવિ શ્રીનિવાસજ વધારે જવાબદાર છે

ચોથા અંકમાં કુંજસ્થળમાં સંવરણ પોતાના મિત્ર કમળાકર સહિત પ્રવેશ કરે છે. અહીં સંવરણ વિરહથી પીડિત થાય છે. કમળાકર એને આશ્વાસના કરે છે. એવામાં જોગણના વેશમાં તપતી આવે છે ને રાજાને વિલાપ કરતો તથા મૂર્છિત જોઇ તે કોણ હશે એવા કૌતુકથી તેને સ્પર્શ કરે છે. સ્પર્શ થતા શાપનો અવધિ પૂર્ણ થવાથી સંવરણને તપતા ઓળખે છે બન્ને મળી આનંદ પામીને જાય છે.

પાંચમો અંક પણ કુંજસ્થળમાંજ વર્ણવેલ છે અહીં સંવરણ વસિષ્ઠની પ્રાર્થના કરે છે. વસિષ્ઠ હાજર થઇ તેની ઇચ્છા જાણી સૂર્યની સ્તુતિ કરે છે. સૂર્ય દર્શન આપી વરદાન માગવાનું કહે છે, તેથી વસિષ્ઠ મનવાંચ્છિત આપો એમ કહે છે. સૂર્ય પોતાની પુત્રીને બોલાવી સંવરણને આપે છે અને નાટક પૂરું થાય છે.

આ બધુ પાંચ અંકમાં કહો કે પાંચ પ્રવેશમાં કહો, પણ સોળપેજી ૨૭ પૃષ્ઠમાંજ પૂરું થઇ જાય છે આ નાના વિષયને મહાકવિ પ્રેમાનંદે કેવી ઉદ્દામ કલ્પનાથી રસમય કર્યો છે તે હવે આપણે જોઇશું. મહાભારતમાંની કથા કરતાં ઉપર વર્ણવેલા નાટકમાં કંઇ વિશેષ નથી, પરંતુ એજ મૂળ પ્રસંગને નાના પ્રકારના રંગથી રંગીને તથા જુદા જુદા પ્રસંગથી અલંકૃત કરીને પ્રેમાનંદે જે લગભગ ૨૧૨ પૃષ્ઠનું નાટક લખ્યું છે, તે કોઇ જુદોજ આનંદ આપે છે. પૂર્વોક્ત નાટકની રચના સાથે મહાકવિ પ્રેમાનંદના નાટકની રચનાની તુલના કરવી, એ કોઇ રીતે બને એમ નથી, અને તેથી હાથનાં કંકણને બતાવવા માટે આરસી ધરવા જેવુ ન કરતા પ્રેમાનંદકૃત તપતીઆખ્યાનની વસ્તુસંકલના યથાવિધિયે

મંગળાચરણ કર્યાં પછી પ્રસ્તાવનામાં સૂત્રધાર અને પારિપાર્શ્વકની વાતચિતદ્વારા ગુર્જરભાષાનો બીજો ઉપહાસ કરે તે ખમાતું નથી એમ વર્ણવ્યું છે અહીં "કોઇ ઋતુનો આશ્રય કરીને ભારતીવૃત્તિથી કંઇક ગાયન કરવું જોઇએ," એવો નાટ્યશાસ્ત્રનો નિયમ પાળવા માટે વર્ષાઋતુનું વર્ણન કરી તેની સાથે ગુર્જરભાષાનાં પણ વખાણ કર્યાં છે. અહીંજ પાત્ર પ્રવેશનું સૂચન કરીને પ્રસ્તાવના પૂરી કરી છે.

પ્રસ્તાવના પૂરી થયા પછી સંવરણ રાજાની સ્ત્રી સુલોચના ને તેની સખીઓ પ્રવેશ કરે છે પોતાને સંતાન થવા માટે સુલોચનાએ જે દૃષ્ટિ

કરાવી હતી, તેના સમાચાર સાંભળવા તેણે વસિષ્ઠ ગુરૂને બોલાવવા મોકલ્યા છે, અને તે આવે તેટલામાં રાજાની ઇચ્છા બીજી સ્ત્રી પરણવાની છે, તથા તેની ખટપટ રાજમાતા કરે છે, એ સંબંધી વાત ચાલે છે. વસિષ્ઠગુરૂ આવીને તેને યજ્ઞભંગ થવાની વાત કહે છે, અને પછી તે વિષે ચિંતા ન કરવા વિષે આશ્વાસન કરે છે.

બીજા પ્રવેશમાં વસંતક નામે વિદૂષક પ્રવેશ કરી તેના નામને ઘટિત એવા તર્કવિતર્ક કરે છે. રાજાએ તેને યજ્ઞની ખબર કાઢવા મોકલ્યો હતો, પણ તે વાત તે ભૂલી ગયો છે. એટલામાં રાજા આવી તેને અચાનક પૂછે છે ને તે ગભરાય છે. એ વગેરે પ્રસંગ બહુ રમૂજી છે. છેવટે રાજાને ખબર પડે છે કે દેવીને માટે કરેલા યજ્ઞને કૂતરે અપવિત્ર કર્યો છે.

ત્રીજો પ્રવેશ સુલોચનાની દાસીઓનો છે. અહીં કવિએ દાસી જેવી સ્ત્રીઓની ભાષા તથા તેમના સ્વભાવનું સારું ચિત્ર આપ્યું છે. સુલોચના જેવી રાજપત્ની પોતાની દાસીઓ દ્વારા છૂપી બાતમીઓ મેળવે છે એ પણ એ રાજકુટુંબને છાજતું વર્ણન છે. રાજાને બીજી સ્ત્રી પરણાવવા માટે (રાજમાતા) શી ખટપટ કરે છે, તે આમાં દાસીઓની વાતચીતદ્વારા વર્ણવ્યું છે.

ચોથા પ્રવેશમાં સુલોચના દાસીઓ સહિત બેઠી છે. ત્યાં સંવરણ અને વસંતક આવે છે. અહીં રાજા રાણીની વાતચિત ઘણી ચતુરાઇ ભરેલી થાય છે, તથા રાજા બીજી સ્ત્રી કરશે એમ જાણીને સુલોચના દિલગીરી બતાવે છે. રાજા તેને આશ્વાસન આપી પ્રેમ બતાવે છે. અહીં આ પ્રસંગ ચાલે છે એટલામાં તપોવનના મુનિઓ આવી વાઘથી ઉપજેલો ભય નિવેદન કરે છે, તથા વાઘનો નાશ કરવા રાજાને ત્યાં જવા આજ્ઞા કરે છે. બ્રાહ્મણો કેવા બીકણ, દંભી ને ક્રોધી હોય છે, તેનું અહીં પ્રેમાનંદે સારૂં ચિત્ર આપ્યું છે. વસંતક પણ તે પ્રસંગે દક્ષનો યજ્ઞ ને રૂદ્રદેવનું આગમન કહી બતાવી બ્રાહ્મણોની અચ્છી મજાક બનાવે છે.

પાંચમો પ્રવેશ—હવે રાજા સારથિ સાથે વાત કરતો ઉભો રહે છે ને રથની રાહ જુએ છે; એવામાં સુષેણ મંત્રી આવી રથ તથા સેના તૈયાર છે એવી ખબર આપે છે. રાજા પ્રધાનને પોતાની ગેરહાજરીમાં નગરનું રક્ષણ કરવાનું કહી જાય છે.

છઠ્ઠો પ્રવેશ—તપોવનમા વાઘથી ભય પામેલા બ્રાહ્મણોની સ્થિતિ વર્ણવી અહીં કવિએ બહુ ગમ્મત કરી છે. બ્રાહ્મણો જ્યારે વાઘના નામ માત્રથી કંપી મરે છે, ત્યારે તે વાઘનો નાશ કરવા આવેલા રાજા સામે પોતાનું શાપબળ બતાવવા શૂરા થઇ જાય છે ! રાજા વાઘણની પાછળ પડે છે. આ પ્રવેશમા સેનાના લડાઇખોર સિપાઇઓની પણ સારી ગમ્મત કરી છે.

સાતમા પ્રવેશમાં આપણા જોવામાં તપની પહેલ વહેલા આવે છે. સંવરણ રાજાને તપોવનમાં લાવવાની તેમણે જે યુક્તિ રચી હતી, તેનેજ પરિણામે આ વાઘ અને વાઘણ આપણા જોવામાં આવ્યાં હતાં, એમ અહીં સમજાઇ જાય છે. અહીં ઘણું અસ્ફુટ પરંતુ આગળ ઉપર વિસ્તાર પામનારૂ તપતીનુ અનુરાગ બીજ આપણને દૃષ્ટિગોચર થાય છે પોતાની દૈવી માયાથી પોતાના પરિજનમાંના બેને વાઘ વાઘણ બનાવી તપોવનમાં ભય ઉત્પન્ન કરી તેના નિવારણ પ્રીત્યર્થે રાજાને તપોવનમાં આણી તપતી પોતાની સખીઓ સહિત અંતરિક્ષ રહી તેને જુએ છે, અને સંવરણ પણ તેમને જોઇ આશ્ચર્ય પામે છે. આ જગોએ કવિ દર્શનઅનુરાગ વિપ્રલંભ શૃંગાર તેના સાત્વિકાદિ ભાવો સહિત યથેષ્ટપણે વર્ણવે છે, અને ક્ષણવાર પ્રેક્ષકને શૃંગાર રસમાં લીન કરી નાખે છે બન્નેનો અનુરાગ છતા તપતી સૂર્યની આજ્ઞા વિના અને સંવરણ આકાશમા ગતિ ન હોવાથી પરસ્પર મળી શકતાં નથી. છેવટે તપતીને આકાશમાં અંતર્ધાન પામેલી જોઇને રાજા કહે છે કે—

વર્ણી છે. બીજ ને આરંભ આ અંકમાં વર્ણવેલાં હોવાથી મુખસંધિ પણ અહીં મળેલો છે પ્રસ્તાવનાદિકમાં **ભારતી** નામે શબ્દવૃત્તિ વર્ણી છે. સંવરણનાં લક્ષણોમાં બ્રાહ્મણોનું રક્ષણ કરવા માટે વાઘની પાછળ જવામાં **શૌર્ય**, બ્રાહ્મણોનાં વચન સહન કરવામાં **આર્જવ**, વાઘનું અંતર્ધાન થવામાં થોડાક **અદ્ભુત**, ને તપતીના દર્શન પ્રસંગમાં **શૃંગાર**, વર્ણીને **સાત્વતી** નામે અર્થવૃત્તિ વર્ણી છે. બ્રાહ્મણોની વાઘના ભયથી નાસાનાસ ને પડાપડના પ્રસંગથી **આરભટી** નામે અર્થવૃત્તિ વર્ણી છે. **શૃંગાર** મુખ્ય રસ છે. **ભયાનક, વીર, અદ્ભુત** વગેરે અંગભૂત રસ છે. અને એજ પ્રમાણે નાટ્ય શાસ્ત્રોક્ત સામગ્રીથી આ અંક પરિપૂર્ણ છે. રસજ્ઞ વાંચનારના જોવામાં આવશે કે એજ પ્રમાણે એ કવિએ બીજા બધા અંકો પણ નાટ્યશાસ્ત્રને અનુસરીને અને તેમ છતાં પણ કૃત્રિમતાના લેશ રહિતજ લખ્યા છે.

તપતીના મોહમાં પડેલા રાજાને તપોવનની પાસેજ છોડીને હવે આપણે તેના નગર તરફ નજર કરિયે. બીજો અંક અહીંથી શરૂ થાય છે. સંવરણને ગયે આજ ઘણા દહાડા વીતી ગયા છે. તેની વૃદ્ધ માતા સુદિવ્યા પોતાના પુત્રની ફિકર કર્યા કરે છે. પોતાની વહુ સુલોચનાને બોલાવી તે સંવરણની ખબર કંઈ જાણતી હોય તો કહેવાની પ્રેરણા કરે છે. સુષેણ પ્રધાનને બોલાવીને પણ તેજ વાત તે કહે છે. સુષેણ કુળપતિ વસિષ્ઠને માથે રાજ્યભાર સોંપીને રાજાની શોધે જવાનું અંગીકાર કરે છે. પછી ફરી આરંભેલા પુત્રેષ્ટિ યજ્ઞની પૂર્ણાહુતિનાં દર્શન કરવા જવાને બ્રાહ્મણે સાસુ વહુ જાય છે ને પડદો બદલાય છે.

બીજો તથા ત્રીજો પ્રવેશ—અહીં આપણને રાજાની શોધ કરતા સામંતો સરદારો ને સેનાપતિ વગેરે દેખાય છે; રાજાનો પત્તો લાગતો નથી. છેવટે વૃદ્ધ પ્રધાન સુષેણને મૂર્ચ્છિત પડેલો રાજા મળી આવેછે. તેઓ તેને સાવધ કરે છે. રાજા વસંતકને બોલાવે છે ને તેની મારફત સુષેણ વગેરેને ઘેર પાછા જવાનું કહેવરાવવા કરેછે એવામાં પોતાના રાજ્ય પર કોઈ શત્રુ ચઢી આવવાના સમાચાર મળવાથી રાજા પ્રધાનને બંદોબસ્ત માટે વિદાય કરેછે. સુષેણ તપતી પરના અનુરાગની વાત વિદૂષક મારફત છાનોમાનો જાણી લે છે. સુષેણાદિ ગયા પછી રાજા તપતીના ગુણગાનમાંજ પાછો ગરક થાય છે. તે બોલે છે કે—

સંયુક્તા છંદ.

"નર વામ કામનું ધામ એ,
સરમાન નિર્મળી શામ એ;

> ધર કામ રામ રસાળ એ,
> કરે ગાન મિત્ર સુબાળ એ. ”

ઈત્યાદિ.

પ્રવેશ ૪ થો—તપતીની બે સખીઓની વાતચિત દ્વારા તપતીનું અનુરાગ બીજ વધારે પ્રસ્ફુટ કર્યું છે, તથા તપતી સંવરણના વિરહથી દુઃખી છે એમ વર્ણવ્યું છે.

પ્રવેશ ૫ મો—અહીં તપતીની કામદશાઓ વર્ણી છે. તે તપતી તાવથી પીડાય છે, માટે ધન્વંતરીને તેડીને સૂર્ય તપતીને જોવા આવે છે. ધન્વંતરી તેને આધિ છે એમ વર્તીને યથેષ્ટ ફરવા હરવા વગેરેની આજ્ઞા અપાવે છે.

પ્રવેશ ૬ ઠ્ઠો—અહીં રાજા તપતીનાં વખાણ કરતો તથા તેના વિયોગથી પીડા પામતો જોવામાં આવે છે. વિદૂષક તેની સાથે મશ્કરી કરે છે, પણ તેથી રાજાને આનંદ થતો નથી. છેવટે થાકીને વિદૂષક ફળાદિ વીણવા જાય છે. એવામાં આકાશ માર્ગે નુપૂરધ્વનિ સાંભળી તપતી આવી એમ ધારી રાજા જોવા માંડે છે, પણ તેને ન દેખવાથી છેવટે મૂર્છિત થઈ જાય છે. આ જોતાં તપતીને તેની સખીઓ એકદમ પાસે આવી તેનું આશ્વાસન કરવા લાગે છે. રાજા સાવધ થાય છે, એટલે તે દેવ કન્યાઓ આઘી ખસી જાય છે. રાજા તેમને ઉભાં રહેવા વિનવે છે, પણ તપતી તેને અનુકૂળ પ્રસંગે બીજી વાર મળવાનું કહીને અંતર્ધાન થઈ જાય છે. રાજા—

ત્રીજા પ્રવેશમાં બેઉનોને નગરપાળની પાસે લેઈ જવામાં આવે છે. બેઉ તો પોતાની સમજ પ્રમાણે મનસ્વી બોલતા હતા તેમને અત્રિવાસે નગરપાળે આશ્વાસન આપતાં કહ્યું કે તમે વાંકુચુકુ કાંઇ નહિ બોલો તો તમને છોડી મૂકાવીશું આ વાત ધ્યાનમાં રાખીને તેઓ સુષેણ મંત્રીના પ્રશ્નનો મૂગાની પેઠે કશો ઉત્તર આપતાજ નથી, ઇત્યાદિ પ્રસંગ લોકસ્થિતિ જણાવનારા ને વિનોદ ઉપજાવે એવા છે,

ચોથો પ્રવેશ—સુલોચના પોતાના સ્વામીનો શોધ કરવા જવા ધારે છે. તેને જવા દેવી કે કેમ, એ વિષે વિચાર કરવા સુદિવ્યા માતા પ્રધાનને બોલાવી પૂછે છે. અહીં કવિ જણાવી દે છે કે સુલોચના ગર્ભવતી છે. સુલોચનાએ પોતાની સહચરીઓ વગેરેને સાથે લેઇને જવું એવો આખરે નિશ્ચય થાય છે.

પાંચમો પ્રવેશ—સુષેણને એવા સમાચાર મળે છે કે બે શત્રુ રાજાઓ જુદેજુદે માર્ગે દેશ ઉપર ચઢી આવે છે આ વખતે બે શૂરવીર સામંતને સુલોચનાના રક્ષણાર્થે તેની સાથે મોકલેલા હોવાથી સુષેણ શું કરવું તે વિષે ઘડીભાર વિચારમાં પડે છે, પણ પછીથી રાજનીતિનો ઉપયોગ કરી માર્ગ શોધી કાઢે છે, ને વીરકેતુ નામના સરદારને તે કામ માટે મોકલે છે. એવામાં ધાન્યગૃહ લુંટાયાની ખબર પડવાથી ત્યાં જાય છે.

છઠ્ઠો પ્રવેશ—રાજનગરની આ સ્થિતિ જોયા પછી હવે આપણે પાછા તપોવનના બનાવ જોઇએ છિયે બ્રહ્માનંદ ને શિવાનંદ નામે બે શિષ્યોની વાતચિતથી આપણને એમ સમજાય છે કે તપોવનમાં આવેલી સુલોચનાએ તથા તેની સખીઓએ જોગણનો વેષ લીધો છે અહીં વિદ્યાર્થીઓના સ્વભાવનું ચિત્ર કવિએ ઉત્તમ આપ્યું છે,

સાતમો પ્રવેશ—જોગણ બનેલી સુલોચના ને તેની સખીઓ વસંતક સાથે રાજાને પર્વતની ટેકરી પર બેઠેલા જુએ છે. તેઓ પણ બીજી ટેકરી પર ધૂણી ધીખાવી બેસે છે, ને ત્યાં રહી તે વસંતક તથા રાજાની વાતચિત સાંભળી તર્ક કરે છે પછી વસંતક પાસેથી બધી બાતમી તેને ઠગીને મેળવવા માટે સુકેશી નામની સખી તેની પાસે જાય છે અને કોઈ ત્રણ સ્ત્રીઓ આકાશમાંથી ઉતરી આવે છે તેના ઉપર સવરણ મોહિત થયો છે એવી ખબર મેળવે છે. વસંતક સાથેની વાતચિતમાં ' સાધુ અસાધુ ' શબ્દની ક્રીડ મઝા કરી છે સુલોચના આ વાત જાણી જોગણ વેષ તજી બે સખીઓ

સહિત તપતી જે સ્થાને આવીને ઉભી રહેતી હતી તે સ્થાને જઈ ઊભી રહી તેમને જોઇને વસતકે સંવરણને ખબર આપી કે પેતીઓ પાછી આવી છે. તપતી આવી છે એમ જાણી હર્ષ પામી રાજાએ તેમના તરફ જોયું ને બેલ્યો કે, " અહો મધ્યસ્થિતા —

પુષ્પિતાગ્રા.

મૃગનયનિ દિલે દયા ધરે તું,
મૃગ દૃગપાશ પડ્યો હવે વરે તું;
મૃગ પર મૃગીશી મયા કરે તું,
મૃગ મૃગયાકર નોય શે કરે તું ?"

સુલોચના આ સાંભળીને ક્રોધયુક્ત થાય છે, તથાપિ ઓળખાઇ જવાના ભયથી નીચુ જુએ છે. રાજા હજી તેને તપતી ધારી એનીજ બીજી પ્રાથના ને પ્રશંસા કરે છે, તથા છેવટે આ ટેકરી પરથી ઉતરી તે ટેકરી પર જાય છે ને બોલે છે કે —

શાર્દૂલવિક્રીડિત.

" આકાશે મહીં મડળે નવ હવે, વા'લી ઓ તારા સમી,
પાતાળે અથવા અખિલ ભવને, રામા હશે ના રમી;
તું રાણી પટરાણી વા'લી વપુથી, ગૌરી ગમી આગમી,
લે લે લે વચને તુ બંધન કરી, ભૂલ્યે ન જાઉ ભમી.

સુલોચના—( સકોપ ) રે શઠ ! વડીલ, વાડવ, વન્હ્યાદિ દેવ સમક્ષ આપેલુ વચન તે અસત્ય કર્યું, તો આ બીજું વચન લેવાથી શો લાભ ? આ ઉજ્વળ કુળમાં વચન ભ્રષ્ટતા ! ધિક્કાર છે ધરણી પતિપદને ! તારા મનમાં રહેલીને જો કે હુ વા'લી ન ગણુ, તથાપિ પરમાર્થ કાજે, જો તે મારા જોવામાં આવે, તો તેને કહુ કે જેવી એકની વને તેવી બેની ! ! "

" સવરણ—( સકપ ) હે હે આ શું ! "

" સુલોચના—વચન ભ્રષ્ટતા ! "

" સવરણ—કોણ દેવી ? "

" સુલોચના—ના ના, જેને સેવી છે તે !

" સવરણ—ત્યારે શુ તમે સૂર્યદેવની ભકિતમા મને વિઘ્ન કરવા આવ્યા છો ?

" સુલોચના—ના ધૂર્ત ! ના એ તો વાક્ય ચાતુર્ય વડે વિઘ્ન દૂર કેમ થાય છે તે જોવા આવ્યાં છિયે

રાજા દેવીને ઓળખે છે ને તેને ખુશી કરવા ક્ષમા માગે છે, પણ દેવી ન ગાનતાં સખીઓ સહિત ચાલી જાય છે. રાજા તેની પછવાડે મનાવવા જાય છે. વસંતક પણ—

"અરે રાગ! આ તો વાળંદના વાંકા દહાડાની પેઠે કોથળીમાંથી સાપ નીકળ્યો! પ્રભુ! કંઇક પાંશરું પાડજે કે મોદકિયા ભેગા થઇએ. ન જાને જાનકી નાથં પ્રાતઃકાળે કિં ભવિષ્યતિ. આપણે આપણો બચાવ ખોળી કાઢવો જોઇએ નીકર પાડેપાડા લઢતાં ઝાડાંનો ખોડો ઝટ લેતોક નીકળી જશે, જો આપણો ઘડો લાડવો થઇ ગયો, તો નથી કોઇ રીસાવનાર કે નથી મનાવનાર. માટે ચાલો જઇ જૂની આખે નવા તમાસા જોઇએ," એમ કહી ચાલ્યો જાય છે, ને ત્રીજો અંક સમાપ્ત થાય છે.

આ અંકમા સુલોચના સંબંધી વૃત્તાંત એ **પતાકારૂપ** ઇતિવૃત્ત છે. ગાયકાઓનો, ખેડુતોનોને પરચક્રનો વૃત્તાંત એ **પ્રકરીરૂપ** ઇતિવૃત્ત છે. સંવરણનો વૃત્તાંત એ **આધિકારિક** ઇતિવૃત્ત છે, સુલોચનાના વૃત્તાંત રૂપ **પતાકા** અને ટેકરીપર તપતીની પેઠે ઉભેલી સુલોચનાને જોઇને રાજાનું ત્યાં જવું, એથી સૂચિત થયેલી ઇષ્ટાર્થ પ્રાપ્તિની આશા—**પ્રાપ્ત્યાશા** એ બે મળીને **ગર્ભસંધિ** થયો છે. દુકાળ, પરચક્ર વગેરેનો ગભરાટ વર્ણાયો છે, માટે **આરભટી** નામે અર્થવૃત્તિ થઇ છે, અને સુલોચનાનું માન વર્ણને **માનનર્મ** નામે **કૈશિકી** વૃત્તિનો ભેદ પ્રકટ કર્યો છે.

ચોથા અંકમા પેહેલો પ્રવેશ સખીઓ સહ તપતીનો તથા પછીથી વસંતક સહ રાજાનો છે અહીં તપતી રાજાને મળીને પોતાને મેળવવાનો ઉપાય સૂર્યને પ્રસન્ન કરવા એ છે, એમ બતાવીને જાય છે.

બીજા પ્રવેશમાં દેવીનો ગોધ લાગતો નથી એમ બે સામંતદ્વારા જણાવ્યું છે. આ વાત રાજાના જાણવામા આવતા તે તજવીજ કરનાનું સૂચવે છે.

ત્રીજા પ્રવેશમા નગરમાં સુષેણની દુઃખી અવસ્થા વર્ણવી છે. દુકાળમાં અધિક માસની પેઠે એવે વખતે સુલોચનાના પિયરથી તેના સમાચાર લેવા કંચુકી આવ્યો છે. કંચુકીને રાજ્યની અવ્યવસ્થા ન જણાવા દેવાની તથા તપોવનમા રાજા રાણીની અવસ્થા ન જાણવા દેવાની સુષેણ ભારે ખટપટ કરે છે. રાજખટપટ કેવી દુષ્કર છે, તે કવિએ અહીં સારી રીતે વર્ણવી બતાવ્યું છે.

ચોથા પ્રવેશમાં દુકાળથી થયેલી દેશની ખરાબીનું ચિત્ર આપી તેના ઉપાય માટે ગુરૂને કુલપતિ પાસે જાય છે એમ વર્ણવ્યું છે.

પાચમા પ્રવેશમા સવરણની કામદશા વર્ણીને છેવટે ઇષ્ટસિદ્ધિ માટે ઉપાય શોધાવ્યા છે રાજાના ગ ા ી ઇચ્છા જાણી વસિષ્ઠ આવે છે તે આકાશ માર્ગે સૂર્ય લોકમા જાય છે.

છઠ્ઠા પ્રવેશમાં તપની અને તેની સખીઓ સંવરણ સંબધી તથા કામદેવ સબધી વાતો કરે છે. એવામા સૂર્યદેવના તેડાવ્યાથી તે તેની પાસે જાય છે

સાતમા પ્રવેશમા સૂર્ય વસિષ્ઠનો સત્કાર કરી સવરણ માટે તપતી આપવા ા તૈયારી કરે છે.

આઠમા પ્રવેશમા વસિષ્ઠ તપતીને તેડી લાવે છે તથા સવરણને આપે છે. વળી પોતાના તપોબળથી વૃષ્ટિ કરાવી દેશમાં સુકાળ કરે છે.

આ અકમા સનોયનાનુ વૃત્તાત એ **પતાકા** રૂપ છે, તથા તેના પિયરના કચુકિનું વૃત્તાત એ **પ્રકરી** રૂપ છે. તપતીની પ્રાપ્તી થવી એ **નિયતાપ્તિ** નામે કાર્યાવસ્થા છે **પ્રકરી** તથા **નિયતાપ્તિ**ના યોગથી **અવમર્શ** સધિ આ અકમા થયો છે. સૂર્ય વસિષ્ઠના સમાગમ આદિ પ્રસગોમા **ભારતી**, તપતી અને સવરણ આદિ ા કામ દશાઓમા **કૈશિકી** અને દુકાળના વર્ણન વગેરેમા **આરભટી** વૃત્તિ જોવામા આવે છે. વસિષ્ઠનું સૂર્ય લોકમાં ગમન વગેરે પ્રસગમાં અદ્ભુતરસ અગભૂત છે, તથા શૃગારરસ સર્વત્ર અગી છે

પાચમા અકમા પહેલો પ્રવેશ તપની ને સવરણનો છે મુગ્ધા તપતી અને સવરણનો સભોગ શૃગાર એમા વર્ણવ્યો છે. અહીં તપતી મુગ્ધત્વને લીધે સવરણ પાસેથા છૂટવાને તે ા પાસેથી કમળ મગાવવાની યુક્તિ રચે છે તેને પ્રસન્ન કરવા માટે સવરણ તે લેવા જાય છે. એવામા તપતી કહીંક જતી રહે છે રાજા તે ા પછવાડે જાય છે.

બીજા પ્રવેશમા તપતીની સખીઓ પ્રવેશ કરે છે અને પોતે તપતીને રાજા સાથે એકલી મૂકી અને વસતકને ભૂલો પાડયો, એ વાતની પ્રશસા માહોમાહે કરે છે. વસંતક આવી તેમને પોતાને ભૂલો પાડવા માટે ઠપકો દે છે એટલામા સવરણ આવી તેમને તપતીના સમાચાર પૂછે છે, અને વચમા વસતક આડુ તેડુ બોલે છે! તેને રાજા અટકાવે છે તપતી નરેંદ્રપત્ની

થઇ, એટલે હવે સૂર્યલોકમા જાય છે તેની ગતિનો રોધ થયો છે એમ પણ વસંતકના એક પ્રશ્નના ઉત્તરમાં કવિએ તપતીની સખી પાસે કહેવરાવી દીધુ, તેથી બધા ચિંતાતુર થઇને તેને ગોતવાને નીકળી પડ્યા

ત્રીજો પ્રવેશ એક બાળક અને તપતીનો છે. બાળક શરના સાથે દોરી બાંધી ધનુષ્ય કરતો હતો, તે પડી જવાથી તપતી સાથે બાળક તોતળી પણ રસીલી ભાષામાં ઝઘડો કરવા લાગ્યો છે બાળક તપતીને કહે છે કે મારી દોરી બાંધી આપ તપતી બાંધી આપવા શરવો દોરી હાથમાં લે છે, એટલામાં સંવરણ વગેરે મળી આવી પહોંચે છે, તેથી શરવો નાખી દઇ તપતી રાજાને બાઝી પડે છે કુમાર આથી ચીડ વાય છે ને બૂમો પાડે છે, એટલે સુલોચનાના રક્ષણાર્થે રહેલા સામંત અને સુલોચના વગેરે આવી પહોંચે છે તથા રાજાને ઓળખે છે. શક્તિદેવ નામે આશ્રમના મુનિ રાજાનુ સન્માન કરે છે તથા પછી વસિષ્ઠ, સુદિષા, સુષેણ, પીરકેતુ, વગેરે આવી પહોંચે છે એ કુમાર સુકેતન તો છે એમ ખબર આપ્યા પછી સુલોચના પગમા પડે અને વસિષ્ઠ પ્રપ્યતિ તપતીને-પુત્રની થાવ, એમ કહી વસિષ્ઠ આશિર્વાદ આપે છે

અહીં તપતીની પ્રાપ્તિ એ કાર્ય છે અને પુત્રપ્રાપ્તિ એ ફલાગમ છે એ બેનો આ અંકમા યોગ થવાથી નિર્વહણ સંધિ થયો છે " કુર્યાન્નિર્વહણે ઽદ્ભુતમ્ "—' નિર્વહણ સંધિમાં અદ્ભુત રસ કરવો ' એવી નાટયશાસ્ત્રની આજ્ઞા પ્રમાણે અહીં વસિષ્ઠાદિનુ આગમન વગેરે અદ્ભુત પણ છે તપતીની પ્રાપ્તિ, અપાદષ્ટિનો નાશ, પુત્રની પ્રાપ્તિ સુલોચનાના મનનુ સમાધાન, ઇત્યાદિ સર્વત્ર આનંદ વર્તીને પણ નાટયશાસ્ત્રની આજ્ઞાનું કવિએ સંપાદન કર્યુ છે

નાટકના સંપૂર્ણ લક્ષણોથી આ નાટક પરિપૂર્ણ છે એમ તે શાસ્ત્રો જાણનાર કોઇપણ વિદ્વાન આ ગ્રંથ જોતાજ કહી શકશે, એમ અમને લાગે છે. આથી વિશેષ પણ અમે આ ગ્રંથનુ શાસ્ત્રીય રસાનુકૂળ નિરૂપણ બતાવી શકિયે છિએ, તથાપિ વિસ્તારભયથી તેમ કરતા નથી નાટ્યશાસ્ત્રમાં કહે છે કે —

"एक एव भवेदङ्गी शृंगारो वीर एव वा
अगमन्ये रसा सर्वे कुर्यान्निर्वहणेऽद्भुतम्

આ બધું પ્રેમાનંદ કવિ જે કરી શકે છે તે બીજું કાંઈ નહિ, પણ તેના ભાષા ઉપરના અભ્યાસને લીધે તથા તે કવિ તરિકેની અલૌકિક શક્તિને લીધે છે.

મહાકવિ પ્રેમાનંદની કવિતારચના પણ આપણને ઓછું આશ્ચર્ય ઉત્પન્ન કરતી નથી. દ્રૌપદીહરણ નામે શ્રવ્યકાવ્ય ગ્રંથમાં આપણને જેવી તેની કવિતા દોષ વગરની, લક્ષણવાળી, રીતિવાળી, ગુણવાળી, અલંકારવાળી, રસવાળી અને વૃત્તિઓવાળી માલમ પડતી હતી, તેના કરતાં નાટકની તેની કવિતા કોઈ રીતે ઉતરતી નથી, ઉલટી, તેમાં આપણને કોઈ નવીજ સુંદરતા જણાય છે. એ સર્વે અમે યથાક્રમ ગ્રંથ ટીકામાં જણાવ્યું છે, તેથી અહીં માત્ર એટલુંજ કહિયે છિયે કે પ્રેમાનંદે આમાં ઠામ ઠામ જે જે ચિત્રકાવ્ય મૂક્યાં છે, તે તેની અદ્ભુત કવિત્વશક્તિ બતાવે છે. અમે એક કવિતામાંથી ઉત્પન્ન થતાં ચાર ચિત્રમાંથી ત્રણ ચિત્રો ટીકામાં આપ્યાં છે ચોથું હારબંધ ચિત્રકાવ્ય ઉતાવળને લીધે આપી શકાતું નથી. એવાં ચિત્રકાવ્ય ઉત્પન્ન થઈ શકે એવાં આ નાટકમાં ઘણાં કવિત છે. પૃષ્ટ ૩૫, ૫૨, ૭૪, ૮૪, ૧૦૪, ૧૨૯, ૧૬૯, ૧૭૦, ૧૭૬ અને ૧૮૦ પૃષ્ટમાંની બધી કવિતામાંથી તરેહવાર બંધકાવ્ય બની શકે છે. આ મહા કવિની કવિતા ઉપર ઓછી સ્વાધીનતા ન કહેવાય !

નાટ્યશાસ્ત્રમાં નાટકોનું વસ્તુ ત્રણ પ્રકારે માનેલું છે. **પ્રખ્યાત, ઉત્પાદ્ય ને મિશ્ર.** પ્રખ્યાત ઐતિહાસિક વૃત્તાંત લેઈને નાટક રચવું તે પહેલા પ્રકારનું, કવિ કલ્પિત વૃત્તાંત એ બીજા પ્રકારનું, અને બન્ને એકત્ર હો તેને ત્રીજા પ્રકારનું કહે છે. આ નાટકનું વસ્તુ પ્રખ્યાત એટલે મહાભારતમાંના એક પ્રસિદ્ધ ઇતિહાસ ઉપરથી લીધેલું છે. મહાભારતના આદિપર્વમાં ૧૭૩ થી ૧૭૬ સુધી ત્રણ અધ્યાયમાં તપતીની કથા છે. એમાં શી કથા છે તે અહીં સંક્ષેપમાં જણાવીએ છીએ, કે જેથી વાચનારને કવિની રંગ ભરવાની આશા નાટક ગૂંથવાની શક્તિનો ભાસ પૂર્ણપણે થઈ શકે.

" સૂર્યદેવને તપતી નામની એક અતિ રૂપવંતી કન્યા હતી. તે ઉપવર થઈ, એટલે કોને પરણાવવી તેની સૂર્યદેવને ચિંતા થઈ. એવામાં ચંદ્રવંશી ઋક્ષ રાજાનો પુત્ર સંવરણ સૂર્યની ઉપાસના કરતો હતો, તેના ઉપર સૂર્યની નજર ગઈ, અને સર્વે પ્રકારે પોતાની પુત્રી આપવાને તે યોગ્ય માલમ પડ્યો.

"કોઇ સમયે સંવરણ પર્વતોમાં મૃગયા કરવા ગયો હતો ત્યાં તેનો ઘોડો મરી ગયો તેથી પગે ચાલતો તે જતો હતો એવામાં એક અપ્રતિમ રૂપાળી કન્યા તેની દૃષ્ટિએ પડી તેનું રૂપ જોઇ મોહ પામેલા રાજાએ તેને પૂછ્યું કે 'તું કોણ છે? તારા જેવી સર્વાંગ સુંદરી મેં કદી દીઠી કે સાંભળી પણ નથી' ઇત્યાદિ વાક્યો રાજાના મુખથી સાંભળીને પણ કાંઇ ઉત્તર આપ્યા વિના તપતી (તે કન્યા એ તપતીજ હતી) ત્યાં અંતર્ધાન પામી ગઇ રાજાએ તેનો પર્વતોમાં બહુ શોધ કર્યો પણ જડી નહીં, તેથી ઘણો શોક કરીને છેવટે મૂર્છિત થઇ પૃથ્વીપર પડ્યો"

"રાજાને મૂર્છિત પડેલો જોઇને તપતી પછી તેની પાસે આવીને મધુર વચનથી બોલી કે, હે રાજા તારા જેવા પ્રતાપી રાજાને મોહ પામવો ઘટિત નથી" તપતીના વચન સાંભળી રાજા સાવધ થઇ તેને કહેવા લાગ્યો કે, 'હે સુંદરી! તારે અર્થે મારા પ્રાણ નાશ કરવા બેઠો છું, માટે ગાંધર્વ વિવાહથી તું મારી સાથે લગ્ન કરીને મને શાંતિ ઉપજાવ' તપતીએ કહ્યું 'હું મારા પિતાને સ્વાધીન છું મારા પિતા સૂર્ય છે તો મારો ખપ હોય તો તેની આરાધના કર' એમ કહીને તરત તે ઉંચે ચાલી ગઇ ને રાજા પાછો મૂર્છિત થઇને પૃથ્વીપર પડ્યો"

'તે રાજાનો વૃદ્ધ પ્રધાન સેના લેઇને તેને શોધતો શોધતો ત્યાં આવ્યો, અને રાજાને ભૂખ તરસથી આ અવસ્થા પામેલો જોઇ દિલગીર થયો ને રાજાને સાવધ કર્યો, એટલે તેણે પ્રધાન સિવાય બીજા સહુને રજા આપી, અને પોતે ઉંચે ગોઠે સૂર્યની આરાધના કરવા લાગ્યો પછી તેણે વસિષ્ઠનું સ્મરણ કર્યું બાર દિવસ એમ વીતી ગયા ત્યારે વસિષ્ઠ મુનિ ત્યાં આવ્યા અને તેની ઇચ્છા પોતાની શક્તિથી જાણી લઇને તેના દેખતા આકાશમાં ચઢી ગયા

"સૂર્યે મુનિનો સત્કાર કર્યો અને તેમની ઇચ્છા જાણીને સંવરણને માટે પોતાની પુત્રી તપતી તેમને આપી બાર રાત્રીએ રાજાએ મોહ કષ્ટથી કાઢી તે પછી મુનિ તપતીને લેઇને આવ્યા તપતી સાથે રાજા વસિષ્ઠની આજ્ઞાથી પ્રધાનને રાજ્યભાર સોંપી તેજ પર્વતમાં તપતી સાથે બાર વરસ સુધી વિહાર કરવા રહ્યો

"રાજાની ગેરહાજરીમાં બાર વરસ સુધી તેના દેશમાં અનાવૃષ્ટિથી

દુકાળ પડયો એ જોઈને વસિષ્ઠે રાજાને નગરમાં તેડાવ્યો. રાજા આવ્યા પછી વૃષ્ટિ પણ થઇ. પછી રાજાએ તપતી સહિત બાર વર્ષ સુધી યજ્ઞો કર્યાં અને સુખ ભોગવ્યું."

આ મહાભારતની કથા ઉપરથી માલમ પડે છે કે શ્રીવ્યાસે જ્યારે આમાંના ઘણા પ્રસંગ છોડી દીધા છે, ત્યારે પ્રેમાનંદે એક પણ પ્રસંગ જવા દીધો નથી. ઉલટું, રસબુદ્ધિથી તે તે પ્રસંગને તાદૃશ ચીતરી બતાવ્યા છે. વિશેષમાં નિરસ વસ્તુને તેણે વિષ્કંભક કે પ્રવેશકાદિદ્વારા સૂચવી બતાવીને સરસ વસ્તુનેજ દૃશ્યમાં લીધી છે, તથા કેટલાક પ્રસંગ રસપૂર્તિને માટે નવા વધાર્યા છે. બાર વર્ષનો દુકાળ જે તપતી મળ્યા પછી પડયો છે, તે તેણે તપતી મળ્યા પહેલાં વર્ણવ્યો છે. એમ કરવામાં પણ તે નાટયશાસ્ત્રની મર્યાદાની લગારે બહાર ગયો નથી. વિશ્વનાથ પંડિત કહે છે કે—

' यत् स्यादनुचित वस्तु नायकस्य रसस्य वा
विरुद्ध तत्परित्याज्य यथा वा प्रकल्पयेत् '

" જે વસ્તુ નાયક કે રસને વિરૂદ્ધ હોય અથવા અનુચિત હોય તેને તજી દેવી અથવા બીજી રીતે યોજવી."

ઉપર જે સંક્ષિપ્ત વિવેચન કર્યું છે તે ઉપરથી માલમ પડશે, કે પ્રેમાનંદે[1] કાવ્યાર્થસૂચક મધુર શ્લોકથી નાન્દી કરી ભારતી વૃત્તિવડે કોઇ ઋતુનું ગાન કરી પ્રસ્તાવના કરી છે. [2]ગુણવાન, ધીરોદાત્ત, પ્રતાપી, કીર્તિકામ, મહોત્સાહ, વેદરક્ષક, પ્રખ્યાત વંશવાળો રાજર્ષિ નાયક કલ્પ્યો છે. પ્રખ્યાત વૃત્તાંતવડે આધિકારિક વસ્તુની કલ્પના કરી છે. આરંભ તથા પરિણામનો નિશ્ચય કરીને કલ્પિતના પાંચ ભાગ કર્યા છે ને

---

[1] " रङ्ग प्रसाद्य मधुरै श्लोकै काव्यार्थसूचकै
ऋतु कचिदुपाश्रित्य भारती वृत्तिमाश्रयत् ॥ ( दशरूप ३-४ )

[2] ' अभिगम्य गुणैर्युक्तो धीरोदात्तप्रतापवान् ।
कीर्तिकामो महोत्साह त्रय्यास्त्राता महीपति
प्रख्यातवंश राजर्षि दिव्यो वा यत्र नायक ।
तत्प्रख्यात विधातव्य वृत्तमत्राधिकारिकम् ॥ (दश० ३ २०-२१)

[3] ' आद्यंतमेव निश्चित्य पञ्चधा तत् विभज्य च
खण्डश सधिसज्ञाश्च विभागानपि खण्डयेत् ' ॥ ( द० ३-२२ )

મ ધિ તથા તેનાં અંગ પણ યથાલાભ વર્ણ્યાં છે.[૪] પતાકા રૂપ ઇતિવૃત્ત એકાદ બે ઓછા સંધિથી વર્ણ્યું છે. પ્રકરી રૂપ ઇતિવૃત્ત સંધિ વગર વર્ણ્યું છે.[૫] નાયકના ઇતિવૃત્તવાળા, બિંદુની વ્યાપ્તિવાળા અનેક પ્રકારના સંવિધાનવાળા અને રસવાળા અંકો કર્યા છે.[૬] શૃંગાર રસને અંગી રસ વર્ણ્યોછે તથા બીજા રસને અંગભૂત વર્ણ્યાં છે નિર્વહણ સંધિમાં અદ્ભુતરસ આણ્યો છે.[૭] કોઇ પ્રવેશમાં ઘણા પાત્રો આણી દીધા નથી. પ્રવેશ અને નિર્ગમ પણ સુસ્થિત સહિત વર્ણ્યા છે. એ બધાની સાથે એના અંક પણ પાચ છે.

આ બધા ઉપરથી આ ગ્રંથ યથાર્થ લક્ષણયુક્ત નાટકનો છે એમ સિદ્ધ થાય છે. આની રચનાવાળા નાટકો ગુજરાતીમા જેણે લખ્યા છે, ને તે પણ ન હિ ધનની આશાથી કે નહિ કીર્તિની આશાથી પણ પોતાની ગુજરાતી ભાષાને ઉત્કૃષ્ટ બનાવવાના હેતુથીજ, એમ જ્યારે આપણા જાણવામાં આવે છે, ત્યારે આપણાથી પ્રેમાનંદને તેના પ્રયાસ માટે આનંદ તથા આશ્ચર્ય યુક્ત થઇને ધન્યવાદ આપ્યા વિના રહેવાતું નથી. પોતાના પ્રત્યેક નાટકના આરંભમાં ને અંતમા તે ગુજરાતી ભાષાનો ઉત્કર્ષજ ઇચ્છે છે. ગુજરાતી ભાષાનો ઉત્કર્ષ કરવા માટે તે પણ લેઇ બેઠો હતો હવે પણ કોઇ એવા પ્રેમાનદ થાઓ ને ગુજરાતી ભાષાને વિશ્વવિદ્યાલયના શિખરપર ચઢાવવાને પ્રતિજ્ઞા કરો, એમ અમે ઇચ્છિયે છિયે.

---

૪ " पताकावृत्तमप्यून मेकाद्यैरनुसंधिभि ।
अङ्गान्यत्र यथालाभमसन्धि प्रकरीं न्यसेत् " ॥ ( द० ३-२० )

५ " प्रत्यक्षनेतृचरितो बिंदुव्याप्तिपुरस्कृत. ।
अङ्को नानाप्रकारार्थसंविधानरसाश्रय ॥ " ( द० ३-२७ )

६ " एको रसोऽङ्गी कर्तव्यो वीरः शृंगार एव वा
अङ्गमन्ये रसा सर्वे कुर्यान्निर्वहणेऽद्भुतम । ' ( द० ३-३० )

७ " पात्रैस्त्रिचतुरैरङ्कं तेषामन्तेऽस्य निर्गम ।
पचाङ्कमेतदवर दशाग नाटक परम् ॥ " ( द० ३-३४ )

प्रेमानंदकृत

# तपत्याख्यान.

## નાન્દી

શ્લોક.

શંભુ શોધે સતીને વિરહ વપુ વધ્યે, શુદ્ધ પ્રેમાર્દ્ર ભાવે,
કે' કાંતા ક્યાં ગઇ તું દરશન દઇને કેમ પાસે ન આવે ?
આ જો આ જો પ્રિયા તું અતનુ અતિ મને, તુ વિના તો ભમાવે,
દેખા દે દૃષ્ટિ દેખે ગજગતિ ગિરિજા, લક્ષમાં શે ન લાવે ? ૧

---

૧ નાન્દી—નાટકના આરંભમાં કવિકૃત મંગલાચરણ શ્લોક—સ્રગ્ધરા. શંભુ ઇ૦—વપુ ( શરીર ) માં વિરહ ( વિયોગદુ:ખ ) વધ્યે શુદ્ધ પ્રેમાર્દ્ર ભાવે ( પ્રેમરસથી આર્દ્ર—લીલા થયેલા ભાવથી )—પ્રેમથી પલળેલા મનથી શંભુ સતીને શોધે છે શું કહીને શોધે છે ? કે' ઇ૦—હે કાંતા ! તું મને દરશન દેઇને ક્યાં ગઇ, તે કહે ? તું પાસે કેમ નથી આવતી ? મારૂં શું કામ છે ? એમ જો સતી કહે તો તેના મનની તેવી શંકા દૂર કરવાના હેતુથી કહે છે, આ જો ઇ૦—હે પ્રિયા ! તું આ જો, આ જો, ( વિરહ વેદનાના ગભરાટથી દ્વિરૂક્તિ કરી છે ) તારા વિના અતનુ ( કામદેવ ) મને અતિ ભમાવે છે ! માટે હે ગજની ગતિ સમાન ગતિવાળી ( ગિરિજા ! ) ( પર્વતપુત્રી ) મારી દૃષ્ટિ જેમ તને દેખે ( દેખી શકે ) એવી રીતે તું મને દેખા દે, ( હજી પણ ગિરિજા દેખાતી નથી તે જોઇને શંકર કહે છે, ) તું ( મારી પ્રાર્થના ) લક્ષમાં શે નથી લાવતી ? આ શ્લોકમાં શંકર અને પાર્વતીનો વિપ્રલંભશૃંગાર વર્ણીને કવિએ વસ્તુનિર્દેશનાત્મક મંગલાચરણ કર્યું છે મંગલાચરણનું લક્ષણ સાહિત્યદર્પણમાં લખ્યું છે કે "आशीर्नमस्क्रिया वस्तुनिर्देशो वापि तन्मुखम्"—" આશિર્વાદ, નમસ્કાર કે વસ્તુનિર્દેશ,

શ્લોક.

અદ્રિજાએ વિરદધરને, પ્રેમ વ્યાકુલ ભાળ્યા,
આવી જ્યોતિ રૂપ ધરી સતી, નેહથી નાથ ન્યાળ્યા;
વાતો ચીતો ! કરી મન ગમી, માર કષ્ટેથી ટાળ્યા,
( વળી ) સંતાયાં તે શશિધરથકી, નારદે પ્રેમ પાળ્યા. ૨

એ ત્રણમાંથી એક વડે નાટક ગ્રંથનું મુખ કરવું." નમસ્કાર કે આશિર્વાદ વિના દેવ ગુરૂ આદિકનું જેમાં કેવળ વર્ણન કર્યું હોય તેને વસ્તુનિર્દર્શન કહે છે. અહીં જગતના માતા પિતા રૂપ શંકરસતીના શૃંગારનું વર્ણન છે માટે એ વસ્તુનિર્દર્શન છે.

૨ શ્લોક—મંદાક્રાંતા. અદ્રિજાએ ઇ૦—અદ્રિજા ( પર્વતપુત્રી )—પાર્વતીએ વિરદધરને ( પોતાનું બિરદ ધારણ કરનારા શિવને ) પ્રેમથી વ્યાકુળ ભાળ્યા. ( જો 'દ્વિરદધરને' એમ હોય તો દ્વિરદ —હાથી, અને હાથી—નાગ, નાગને ધારણ કરનારા શિવને, એવો અર્થ થાય ). અને તેથી તે સતી જ્યોતિરૂપ ધરીને આવી અને નાથ ( શિવ ) ને નેહથી નિહાળ્યા. માર કષ્ટેથી—કામદેવના દુઃખથી. શશિધર થકી—ચંદ્રને ધારણ કરનારા શિવથી. નારદે ઇ૦—પછીથી નારદ આવ્યા તેણે એ બંનેના પ્રેમને પાળ્યા—તેમનો મેળાપ કરી આપ્યો. સામાન્ય લોકમાં પણ એકાંતમાં પતિપત્ની સંતાવાની ઓળી કાઢવાની વગેરે વિવિધ પ્રકારની શૃંગારકેલિ કરે છે, પણ જો તેવામાં કોઇ વૃદ્ધ આવે છે તો તે બધું પડતું મૂકીને તેઓ પાછાં ડાવકાં થઇને કામે લાગે છે, તેમ અહીં પણ નારદના આવવાથી થયું, એમ જાણવું. આ બે શ્લોક કરીને કવિએ નાટકનું ઈતિવૃત્ત સંક્ષેપમાં વર્ણવ્યું છે; એવી રીતે, કે અહીં જેમ શંભુ સતીને શોધે છે, તેમ ત્યાં ( નાટકમાં ) સંવરણ રાજા તપતીને શોધે છે. અહીં શંકરના શરીરમાં વિરહ વધ્યો છે, અને ત્યાં સંવરણના શરીરમાં. અહીં શંભુ 'કે' કાંતા' ઇત્યાદિ શબ્દથી પ્રલાપ કરે છે અને ત્યાં સંવરણ તેમ કરે છે. અહીં પાર્વતી દેખા દેઇને પાછી અદર્શ થઇ જાય છે અને ત્યાં તપતી અદર્શ થઇ જાય છે. અહીં પાર્વતી શંકરને મળે છે અને વળી સંતાય છે અને ત્યાં તપતી તેમ કરે છે. અહીં નારદના આવવાથી તેમનો સયોગ થાય છે અને ત્યાં વસિષ્ઠ મુનિ તે બંનેને મેળવી આપે છે.

સૂત્રધાર—અલં; અતિ વિસ્તારનું પ્રયોજન નથી. આટલું બૃહત્ મંગલાચરણ અને નમનતાનું તો કાર્ય સુદ્ધાં નિર્મવામાં આવ્યું નથી એ તે કવિની કેટલી ઉગારો કહેવાય ? અથવા કંઈ ચિંતા નહિ, રૂપક રૂપી દર્પણ કોઈનીએ શરમ રાખે એવું ક્યાં છે ? ( એવે નટી પ્રવેશ કરી ) ( અ )

નટી—ઓહો આર્યપુત્ર તો અહીંજ ઊભા છેને શું ! કેમ પ્રાણવલ્લભ ! મહત્ કાર્યનો આરંભ કરી ગો વિચાર કરો છો ! ( આ )

સૂત્રધાર—( સઆશ્ચર્ય ) કોણ પ્રિયતમા કે ? વારુ ઠીક થયું; સર્વ પ્રકારની તૈયારી તો થએજ હશે હો ચાલો ત્યારે હું પણ આ સુહૃજ્જનોને કહી બતાવું કે હવે હું મારા કાર્યનો આરંભ કરું છું. ( ઇ )

નટી—આર્યપુત્ર ! કહી બતાવવા કરતા કરી બતાવવું એવો શિષ્ટસંપ્રદાય મના કાલક્ષેપ કરવાનું શું પ્રયોજન છે ? ( ઈ )

---

( અ ) અલં—બસ બૃહત્—મોટું નમનતાનું—નમસ્કારનું અર્થાત્ બધા કવિઓ જેમ ગ્રંથના આદિમાં દેવ ગુરુ વગેરેને નમસ્કાર કરે છે તેમ આમાં તેવું કાંઈ નથી કેટલી ઉદ્ધતાઈ કહેવાય ?—( વિનય કાઢવામાં ) અથવા નમસ્કારાત્મક મંગલાચરણ વિના બીજા પ્રકારથી પણ મંગલ થઈ શકે છે એવો નાટ્યશાસ્ત્રનો નિયમ છે, એમ કહીને કવિની ઉદ્ધતાઈ નથી એમ વર્ણ્યું છે અથવા ઇ૦ જેમ દર્પણમાં જોવાથી વસ્તુ જેવી હોય તેવી દેખાય છે, તેમ રૂપક રચવાના શાસ્ત્રના નિયમો જોવાથી પણ માલમ પડે છે કે કવિએ મંગલાચરણ નમસ્કારાત્મક ન કર્યું હોય અને વસ્તુનિર્દેશાત્મક કર્યું હોય તોપણ ચાલે ( જુઓ રૂપકદીપિકા ૫ પૃ. ) મતલબ કે કવિએ અહીં નમસ્કારાત્મક મંગલાચરણ ન કરતા માત્ર વસ્તુનિર્દેશ કર્યો છે તે સશાસ્ત્ર છે

( આ ) પ્રાણવલ્લભ !—પ્રાણ સમાન વહાલા મહત્ કાર્યનો—( નાટક ભજવી બતાવવા રૂપી )

( ઈ ) સુહૃજ્જનોને—સારા હૃદયવાળા ( આપણા પ્રતિ પ્રેમ ભાવ રાખનારા ) સભાસદોને મારા કાર્યનો—નાટક ભજવવાનો

( ઈ ) આર્યપુત્ર !—નટીએ કરેલું સૂત્રધારનું સંબોધન નટીએ સૂત્રધારને 'આર્યપુત્ર' કહીને બોલાવવો એવો નાટ્યશાસ્ત્રનો નિયમ છે શિષ્ટસંપ્રદાય—શિષ્ટ ( માન્ય ) પુરુષોનો રિવાજ કાલક્ષેપ કરવાનું—સમય ગુમાવવાનું

સૂત્રધાર—આર્યા ! નાટકાચાર્ય ભરતની આજ્ઞા એજ પ્રયોજન ( ઉ )

નટી—વારૂ ત્યારે તેમ સત્વર કરો, નીકર પેલો પારિપાર્શ્વક કંઇનું કંઇ કરી બેસશે. ( ऊ )

સૂત્રધાર—હા હા, હવે હુ ઉતાવળે ઝટપટ લઉં છુ. તુ પણ શ્રવણ કરજ અહો સુજ્ઞ સભાસદો ! આજ હું કૃષ્ણસુનુ પ્રેમાનંદભટ્ટગ્રથિત તપત્યાખ્યાનનો પ્રયોગ કરી બતાવનાર છુ માટે સર્વ સજ્જનો એકાગ્ર ચિત્તે આદ્યંત અવલોકન કરશો ( શ્રામોત્ફુલ્લાસસહ પારિપાર્શ્વક પ્રવેશ કરી ) ( ऋ )

પારિપાર્શ્વક—આર્ય ! થયું રહ્યુ તમારૂં કામ તમારે " અશ્વની સાથે ખર લાવીને બાંધવો " અને કહેવુ કે તે ની તુલના કરી જુઓ ભલે તમારે જેમ કરવુ હોય તેમ સુખેથી કરો પણ મને તો મુક્ત કરવો જોઇએ ( ॠ )

સૂત્રધાર—( સકોપ ) હા હાં આટલુ બધું શુ છે ? અને તુ ક્યાં આવી ભેગો છે તેનોય તને કાંઇ વિચાર છે કે નહિ ? કહે શુ " इदतृतीय " લઇ અહીં આવ્યો છુ ? ચાલતા કાર્યમાં વિક્ષેપ ! વારૂ બોલીશ કે બોગડોજ રહીશ ! ( ऌ )

---

( ઉ ) આર્યા—નટીનુ સંબોધન ભરતની આજ્ઞા—જુઓ દશરૂપ પરિચ્છેદ ૩ જો " पूर्वरंग विधायैव सूत्रधारे विनिर्गते प्रविश्य तद्वदपर काव्यमास्थापयेन्नट " —પ્રથમ પૂર્વરંગ ( નાન્દી વગેરે ) કરીને સૂત્રધારના ગયા પછી તેનાજ જેવા બીજા નટે પ્રવેશ કરીને કાવ્યનું સ્થાપન કરવુ ( અથવા સૂત્રધારે પોતે એ કામ કરવુ, એવો પણ સંપ્રદાય છે )

( ऊ ) પારિપાર્શ્વક—સૂત્રધારનો સાહાયક નટ કઇનુ કઈ કરી બેસશે —તમારે કહેવુ હશે કાંઇ અને કહેશે કાંઈ અથવા તમે કહો તે પહેલાંજ નાટકનો આરંભ કરી બેસશે

( ऋ ) કૃષ્ણસુનુ—કૃષ્ણરામ ભટનો પુત્ર પ્રેમાનંદ ભટ ગ્રથિત—પ્રેમાનંદ ભટે ગુંથેલુ—રચેલુ. તપત્યાખ્યાનનો—મહાભારતના આદિપર્વમાં જે સૂર્યપુત્રી તપતી તથા સંવરણરાજાનું આખ્યાન છે તેનો પ્રયોગ—રંગભૂમિ ઉપર નાટક ભજવી બતાવવુ તે આદ્યંત—આદિથી અંત સુધી

( ॠ ) થયું રહ્યુ —અર્થાત્ મારે તે નથી કરવુ અશ્વ—ઘોડો મુક્ત કરવો જોઇએ—રજા આપવી જોઇએ

( ऌ ) इदतृतीय—આ ત્રીજુ અર્થાત્ વળી અણધારી નવીજ ભાંજગડ તુ ક્યાથી લાવ્યો ? વિક્ષેપ—અંતરાય

નટી—અથવા કેને શું થયુ તે ?

પારિપાર્શ્વક—અમે પ્રથમથીજ જાણ્યું હતું કે "જાંબુડાં ભેગો ભમરો તોળાઇ જશે." કરે કોક અને કોપ અમારે કર્મે લખાયલે જ છે તો ! "ખાઇ જાય પોપટ અને દુવાય હુડો" એમ તો છે, તથાપિ અહીં આવ્યા ત્યારે કહ્યા વગર છૂટકો થવાનો નથી; તો સંક્ષેપમા કહીએ છીએ, કે પેલા વ્રજવાસી અને બંગવાસી આરભેલા આ પ્રયોગનું ઉપહાસ કરયા કરે છે, તે અમારાથી દેખી ખમાતું નથી. એ બ નેનાં કાર્ય હુ એકલો કરીશ પણ એમને તો અત્યારે ને અત્યારેજ ખડખડનું આપો. ( લૃ )

સૂત્રધાર—હા હા ઠીક. વારૂ જા જા. વિચાર તો કરય કે "શર્કરાને ખર નિંદે" તેથી તેની મિઠાશ મટી જવાની છે ? ( ए )

પારિપાર્શ્વક—પણ એ એમ કહી ગને ચીડવે છે કે ગુર્જરગિરા અને ગુર્જર દેશ આખ્યાન ભજવવાને યોગ્ય નથી; તો શું મારે એ એમનુ નરાતાળ જૂઠું કથન શ્રવણ કર્યા કરવું એવી તમારી ઇચ્છા છે ? જો એમ હોય તો અપરાધની ક્ષમા માગી કહું છુ કે એવી ઇચ્છાવાળા અધ્યક્ષોએજ આ "ભૂમિ ભારે મારી છે." ( ऐ )

સૂત્રધાર—( સકોપ ) અલં; અરે મૂર્ખ ! જા તેમને જઇ જવાબ દે કે ગુર્જરગિરા પ્રાજ્ઞને માટે સાહિત્યશાસ્ત્રમા વર્ણવેલા સર્વ ગુણાદિથી સપૂર્ણ ભરેલી છે અને ગુર્જર દેશ તો સર્વ પ્રકારના કાર્યારંભ માટે દેશવિદેશમા વિખ્યાતિ પામેલોજ છે. ( ओ )

---

( લૃ ) બગવાસી—બંગાળી એ બન્નેના ઈ૦—આ વાકયથી એમ સૂચવ્યુ છે કે તે બે પણ નટ છે ખડખડનુ આપો—વિદાય કરો.

( ए ) શર્કરાને ઇ૦—અર્થાત્ ગુજરાતી ભાષાના અરસજ્ઞ પુરૂષો તેની નિંદા કરે તેથી તે ભાષા કાઇ અયોગ્ય થઇ જવાની છે ?

( ऐ ) ચીડવે છે—( પારિપાર્શ્વકનું પોતાના દેશનું અને પોતાની ભાષાનુ સદભિમાન સૂચવ્યુ છે ). એવી ઇચ્છાવાળા—ગુજરાતી ભાષા અને ગુજરાતના સંબધમાં એવા હલકા કથન સાભળ્યા કરનારા અધ્યક્ષો—નાટકાચાર્યો. આ શબ્દ દેશાધિકારી, શ્રીમત, વિદ્વાન, વગેરે ગુજરાતના સઘળા શ્રેષ્ઠત્વ પામેલા લોકોનો ઉપલક્ષક છે.

( ओ ) અલં—બસ—વધારે ન બોલ પ્રાજ્ઞને માટે ઇ૦-પ્રાજ્ઞ ( મહાપંડિત )

નટી—પ્રાણનાથ ! જો તમારી આજ્ઞા હોય તો આ સુપ્રસિદ્ધ દેશનું સુપ્રસિદ્ધ ભાષામાં એને થોડું વર્ણન કરી બતાવું. ( ઔ )

સૂત્રધાર—પ્રિયા ! " કરના કંકણને બતાવવા આરસાની શી આવશ્યકતા ? " દુનામાં એનો ઉત્તર એટલાજ છે, કે જ્યાં ષડ્ઋતુ યથાક્રમ અવલોકન કરાવ છે એવો બીજો દેશ પૃથ્વીના પડમાં કિયો છે ! તથાપિ એના ઉપર ઉપકાર કરવા તથા ઉલાય પ્રતિપક્ષીઓનાં મુખ મ્લાન કરવા એકાદી ઋતુનું વર્ણન આપણી રસીલી ભાષામાં કરી બતાવ્ય ( ક )

નટી—( નમન કરી ) જેવી પ્રાણપતિની આજ્ઞા અરે પારિપાર્શ્વક ! શ્રવણ કરસ અને શીખી જા.

### દ્રુવતાલ.

અવલોકો વિદેશી લોકો, રોકો દૃષ્ટિ આ વરષામા;
ના ભાળો ના ભાળો, આતુર ! ચાતક તરષામા.

---

પુરૂષો જેના રસનુ આસ્વાદન કરી શકે એવા સાહિત્યશાસ્ત્રમા ઓજ, પ્રસદ, માધુર્ય શ્લેષ, વગેરે જે જે ગુણો વર્ણેલા છે, તે તે ગુણોથી ગુજરાતી ભાષા સપૂર્ણ છે અર્થાત્ અજ્ઞ પુરૂષને પ્રસન્ન કરવા જેટલો ટુકો લઉાળ તો અધી ભાષામા હોય, પણ ગુજરાતી ભાષા તો એવી વિસ્તીર્ણ છે કે તે મહાપડિતોના વિચાર પણ દર્શાવી શકે છે કાર્યારભ—વ્યાપારાદિ કાર્યારભ

( ઔ ) સુપ્રસિદ્ધ—અતિશય પ્રખ્યાત સુપ્રસિદ્ધ ભાષામા—કાવ્ય, નાટક, વિદ્યા કળા, વ્યવહાર, અધ્યાત્મ ઇત્યાદિ વિષયોના નિરૂપણ કરવામા સારી પેઠે વખાણાયલી

નવયૌવન કો નારી, ગ્હી લીલી સાડી ધારી,
ભાત ઇંદ્રગોપની પાડી, અષ્ટાદશ વનસ્પતિ ની વાડી,
વિયત રંગ વિહંગમ અનંત વહત. અવલોકો૦ ૩

અસુધર પશુ મદમાતા, રાતાં તાતા આ વરસામાં,
પતિપત્ની સંયોગી નવ રોગી, એં શુચિ સુખ પરસામાં
શું ધરવે ધાન્ય જ્હાં એ વારી, શું પરવે માન્ય ની બાલદારી,
આ નંદાવન નોંય અધિક ગુર્જર ભૂમિ હાર,
વા શકે રંગભૂમિ ઝુમી ઝઝુમી આ અવલોકો૦ ૪

---

કરીને ગાન કરવું ' એવી નાટ્યશાસ્ત્રની આજ્ઞા છે જુઓ સા ૬.
' ऋतुच क्वचित्प्रायण भारतीवृत्तिमाश्रित '

૩ ધ્રુવતાલ—એકતાલો અસલમાં ' ધ્રુવતાલી ' એવો પાઠ છે આ ગાયનથી કવિ વર્ષા ઋતુનું તથા ગુજરાત દેશનું વર્ણન કરે છે અવલોકો ઇ૦—હે વિદેશી લોકો ( ગુજરાતી ભાષાને અને ગુજરાત દેશને નિંદનારા હે પ્રજાવાસી અને બગવાસી ) ! તમે અવલોકો ( જુઓ ) શું જુઓ ? રોકો ઇ૦—આ વરષામાં ( વર્ષા ઋતુમાં ) તમારી દૃષ્ટિ રોકો અર્થાત્ આ વરસાદની ઋતુને સ્થિર દૃષ્ટિથી જોઇ રહો આ વર્ષા ઋતુમાં પાણી પામીને સૌ કોઈ તૃપ્ત થયેલા છે પણ એક ચાતક તરસ્યો છે હે ચાતુર ! ( વર્ષા ઋતુ જોઈને તરત ભાવની તુલના કરવાની ચતુરાઈવાળા ! ) એવી રીતે તરસ્યામાં તો એકલો એક ચાતક છે તેને ના ભાળો ના ભાળો અર્થાત્ ગુજરાત દેશ આટલો રમણિક છતાં તેની રમણિકતા ન જોતાં તેના છિદ્ર શોધવા તરફ દૃષ્ટિ ન કરશો તેમજ ગુજરાતી ભાષા આવી રસમય છતાં તમે ચાતકની પેઠે તે રસપાન કરવાથી નિર્ભાગી ન રહેશો ! વર્ષા ઋતુમાં ગુજરાતની ભૂમિ કેવી દેખાય છે તે વર્ણે છે જાણે નવી જુવાની પામેલી કોઈ સ્ત્રી હોય એવી આ ગુજરાતની ભૂમિ દેખાય છે તે ઉપર લીલું કપડું ઉગેલું છે તેથી તેણે લીલા રંગની સાડી પહેરી હોય એવું લાગે છે તે ઘાસમાં ઇંદ્રગોપ ( લાલ રંગના જીવડા—પરમેશ્વરની ગાયો ) ફરે છે તે જાણે સાડીમાં લાલ રંગની ભાત પાડી હોય એમ જણાય છે વળી અષ્ટાદશ ( અઢાર ) ભાર વનસ્પતિ ખીલી રહી છે તે જાણે સાડીમાં વાડી ( વેલ ) ભરી હોય તેવી લાગે છે વર્ષા ઋતુમાં બીજું શું રમણિક છે ? વિયત ઇ૦—વિયત ( આકાશ ) ના ભાત ભાતના રંગ છે તથા તેની નીચે અનંત વિહંગમ ( પક્ષીઓ ) વહંત ( વહે છે—ઉડે છે ) હે વિદેશી લોકો એવી વર્ષા ઋતુનું અવલોકન કરો.

૪ અસુધર ઇ૦—આ વર્ષાઋતુમાં અસુધર ( પ્રાણ ધારણ કરનારા—પ્રા-

( એવ નેપથ્યમા,—મહર્ષિ ! આ માર્ગે આ માર્ગે )

**સૂત્રધાર**—( સાનદાશ્ચર્ય અવલોકી ) પ્રિયા ! મહર્ષિ વસિષ્ઠ દેવી દાક્ષાયણીને યજ્ઞની પૂર્ણાહુતીના સમાચાર કેવા જતા જણાય છે. ( ख )

**નટી**—પ્રાણનાથ એ તો પુત્રેષ્ટિયજ્ઞની પૂર્ણાહુતી હશે નહિ નાર ? ( ग )

**સૂત્રધાર**—હા એમજ હોવુ જોઇએ

**નટી**—( સલજ્જ ) જો પ્રિયપતિ એમજ હોય તો મને પણ ત્યા લઇ જવી જોઇએ ( घ )

---

એ ) અને પશુએ શાતા તાતા અને મદમાતા જણાય છે અથવા અસુધર ( પ્રાણવાળા—બળવાન )—( પશુઓનુ વિશેષણ ) પતિ-પત્ની ઈ૦—આ વર્ષાઋતુમા આ દેશમા પતિ અને પત્ની સયોગી છે—જોડે વસે છે અર્થાત્ વિદેશીઓની પેઠે ઉપભોગક્ષમ વર્ષાઋતુમા સ્ત્રીને ઘેર મૂકી આ દેશના લોકો પ્રવાસમાં ભટકતા નથી. વળી તેઓ રોગી નથી, પણ તનદુરસ્ત છે એ પણ આ વર્ષાઋતુનોજ મહિમા છે તે પતિપત્નીપરસ્પરને સ્પર્શમા—આલિગન આ પવામાં શુચિ ( પવિત્ર ) સુખ લે છે પરપત્નીવિહારાદિકથી તેમનુ સુખ દૂષિત નથી, કેમકે પતિપત્નીનો વિયોગ નથી તથા સયોગ છતા બેમાથી એકકે રોગાદિથી દુઃખી નથી વર્ષાઋતુની સપત્તિ વર્ણું છુ શુ ઇ૦—શુ આ ઋતુમા આ દેશના ધાન્યના ધરવે ( તૃપ્તિ વિષે ) બલિહારી જઇએ ? અથવા શુ વર્ષાઋતુમા આવતા નાના પ્રકારના પર્વના દિવસોની માન્યતા ઉપર બલિહારી જઈએ ? મતલબ કે આ ગુજરાતના લોકો રસાળ ભૂમિના ધરી છે વર્ષા વગેરે ઋતુઓ તેમને અનુકૂળ છે, મદમાતા પશુ વગેરેની સપત્તિવાળા છે, સ્ત્રીઓ વગેરેના પવિત્ર વૈભવને માણનારા છે, અને તેથી સદાચારી છે, ધનધાન્યાદિ સપત્તિવાળા છે તથા પર્વના દિવસોમા ઉત્સવ કરી આનદ ભોગવનારા છે એવુ છે ત્યારે તો આ સ્વર્ગનુ નદનવન હશે ? આ નદન ઇ૦—ના, આ નદનવન ન હોય પણ ભલે રગભૂમિ ઝૂમી રહી હોય તથા ઝૂમી રહી હોય તેમ તેનાથી અધિક એવી ગુર્જરદેશની ભૂમિ છે

( ख ) નાટકના પાત્રપ્રવેશનુ સૂચન કરે છે પ્રિયા ! ઈ૦ મહર્ષિ—મોટા ઋષિ આ નાટકના નાયક સવરણ રાજા । પુરોહિત દાક્ષાયણી—સવરણની પટરાણી સવરણ રાજાને પુત્ર નહોતો માટે પુત્રેષ્ટિ યજ્ઞ કરવા માડ્યો હતો તે યજ્ઞની સમાપ્તિ વખતે પુરોડાશ અપવિત્ર થવાથી યજ્ઞ ભગ થયો હતો એ પ્રસગ નાટકમા પ્રથમ વર્ણાશે, તેને ઉદ્દેશીને સૂત્રધારનુ આ વાક્ય છે.

( ग ) પુત્રેષ્ટિ—પુત્ર પ્રાપ્ત થવા માટે એ નામનો એક યજ્ઞ.

( घ ) અહીં નટીનુ વાક્ય લજ્જાના અભિનય સાથે બોલવાનુ છે તેનો એ

**સૂત્રધાર**—( સસ્મિત ) પ્રિયા એક આમંત્રણમાં બેનો નિર્વાહ કેમ કરાય ? ( ङ )

**નટી**—પ્રાણનાથ એનો નિર્વાહ તો ન કરાય પરંતુ એકની આશા પૂરાયલી જોઇ બીજાથી વખતે આશાવાળા થવાય ખરૂ ! ( च )

**સૂત્રધાર**—જો પ્રિયા ! તારૂ ધારવુ એમજ હોય તો જો પેલા દાક્ષાયણી દેવી પૂજાનુ સાહિત્ય લઇ બેઠા; ચાલ્ય ઉતાવળે તેમની પાસે જઇએ અને અલભ્ય લાભ લઇ સુખી થઇએ ( छ )

**નટી**—હા હા પ્રિયતમ ! સત્વર ચાલો સત્વર અલ્યા પારિપાર્શ્વક ! ચાલ્ય તારે પણ ચાલવુ હોય તો

**પારિપાર્શ્વક**—હા આપણી તો આશા ભરપૂર ભરાઇ ગઇ છે, તથાપિ ચાલોને " अधिकस्य अधिक फलम् "

( એમ બોલી ત્રણે જણ ચાલ્યાં જાય છે )

ઇતિ પ્રસ્તાવના ( ज )

---

હેતુ છે કે નટીને પણ સંતાન પ્રાપ્તિની ઇચ્છા છે એમ એટલાજ વાક્ય ઉપરથી જણાઇ આવે.

( ङ ) નટીનો આશય સૂત્રધાર સમજ્યો છે, એમ જણાવવાને સ્મિત ( મંદ હાસ્ય ) અભિનય કરવાનો કહ્યો છે આમંત્રણ—નોતરૂ.

( च ) આશાવાળા—પુત્ર પ્રાપ્તિની આશાવાળા અથવા સગર્ભા

( छ ) સૂત્રધાર અને નટીનો રંગભૂમિ ઉપરથી નિર્ગમ વર્ણ્યો છે જો ઈ૦

( ज ) પ્રસ્તાવના વિષે દોષદર્શિકાની ટીકા જોવી.

## અંક ૧ લો.

( સુખાસન પર વિરાજેલી સુલોચના, તેની સખી સુકેશી અને પછીથી મહર્ષિ વસિષ્ઠ બે શિષ્ય અને તેમને તેડવા ગયેલી મદનમંજરી પ્રવેશ કરે છે. ) ( ક્ષ )

સુલોચના—સખી સુકેશી ! કેમ વારૂ મદનમંજરીને આવતાં આટલી બધી વાર લાગી ? કુલપતિ પ્રાતઃકર્મ પરવારી રહ્યા હશે એવો યથાર્થ અવકાશ જોઇ એને મોકલ્યા છતાં વાર થવાનું શું કારણ હશે ? હલા ! મારા મનને આનંદદાયી સમાચાર સાંભળવાને પ્રસંગે ખેદ થાય છે, મદનમંજરીને આવતાં વાર લાગે છે અને આર્યપુત્ર સવારના ક્યાં ગયા છે તેય જાણવામાં આવ્યું નથી, તેથી સખી ! મને અતિશે સંતાપ ઉત્પન્ન થાય છે. ( ચ )

સુકેશી—બેન ! " મોટાંને મોટા વ્યાધિ. " દૈવથી તારા દર્શન વિના " અન્નજળની આખડી " લઇ બેસે એવા તારા ગુણ રૂપથી બંધાયલા છે, છતાં પણ તારૂં મન એમને વિષે શંકા કરે છે; ત્યારે તો કર્મનો વાંક કાઢવો રહ્યો ! મદનમંજરી મહર્ષિને તેડવા ગઇ છે તે હવડાં આવશે ને કદી જરા આવતાં વાર થઇ તો ખેદ કરવાનું કંઇ પ્રબળ કારણ કહેવાય ખરૂં કે ? જા જા મારી બાઇ ! તું તો જન્મારો એવીને એવીજ રહી ! ( ટ )

સુલોચના—( સકોપ ) વાહરે આ ! ' અન્ય તો મંગીએ તારામાંજ આવી ગયા દેખું ! ' અલી, જરાક વિચાર કરી જો એટલે તને મારૂં કહેલું રજેરજ ખરૂં લાગ્યા વિના રહેશે નહિ. આર્યપુત્ર મને કહ્યા વગર ક્યાંએ જતા નથી અને તે આજ ગયા છે સુકેશીને આવતા વાર થઇ એટલે શુભ સમાચાર સંશયવાળા થયા છે. અને મારાં સાસુજી તો મચિવ સાથે પ્રત્યેક દિવસે એજ ભાંજગડ કરી રહ્યા છે કે આર્યપુત્રને એક બે કન્યાઓ પરણાવવી કે કોઇ રીતે કર્મે સંતાન પ્રાપ્તિ થાય. ( ઠ )

સુકેશી—બેન ! તારે મને જ્યારે અમે ગાંડા લાગીએ છીએ ત્યારે એક વાર તો શું પણ સો વાર તેવાં પણ અમે તો વિચાર કરીએ છીએ તો એમ જણાય છે કે " મૂગ સબધાં હોય તો ડાળા પાંખડાં શું કરી શકવાનાં હતા " ( ડ )

સુલોચના—ગાડી રે ગાડી ! ખટપદ કઇ એકજ કુસુમલતામાં ખં-ચાઇ રે' ખરો કે ? એ તો જ્યાં જ્યાં જે વેલી પર બેઠો તેનુ સેવન પૂર્ણ પ્રેમભાવથી કરતો જણાય, અને બીજી કુસુમલતા જોઇ ત્યાં પણ તેવો થાય આવડી મોટી થઇ છતાં એટલું ય નથી જાણતી કે " ભાયડા કોઇના થયાય નથી ને થવા-નાય નથી. " તેમ તે " શેના સગા થતા આવે " તેય તારા જાણવામાં ક્યાંથી હોય ? ( એવે ઉતાવળે દોડતી દ્વારપાલિકા આવી નમન કરે છે ) ( ઢ )

દ્વારપાલિકા—દેવિ ! મહત્તમ જરી સહ કુલપતિ પધારે છે.

સુલોચના—( સકોપ ) વારૂ ઠીક; પણ તેમને આવતા આ અંતરાયરૂપ કેમ થઇ ? મહર્ષિને અટકાવવા ત્રિલોકીમાં કોણ સમર્થ છે. હું રણવાસની

---

( ઠ ) સચિવ—પ્રધાન

( ડ ) મને—મનથી. મૂળ ઈ૦—અર્થાત્ ત રા ઉપર જે રાજાનો સંપૂર્ણ પ્રેમ હશે તો બીજા બધાનુ કાંઇ ચાલવાનુ નથી

( ઢ ) ખટપદ—ભમરો કુસુમલતામાં—ફૂલની વેલમાં મતલબ કે રસની ઈચ્છાવાળા પુરૂષો જ્યાં રસ દેખે ત્યાં લોભાય છે, તેમ સંવરણ પણ બીજી સ્ત્રી પરણી લાવશે ત્યારે તેના ઉપર પ્રીતિ રાખશે અને આગે ભાવ પૂછશે નહિ ખટ પદના નિમિત્તથી સંવરણને વર્ણવ્યો છે માટે અન્યોક્તિ તથા ખટપદ તથા પુરૂષનો સ્વભાવ વર્ણવ્યો છે માટે સ્વભાવોક્તિ

રક્ષક છુ એમ કહેવાની તારી મરજી હોય તો મદનમજરી સાથે છતા તેમનો રોષ કેમ સભી શકે ? ( ण )

**દ્વારપાલિકા**—( નમન કરી ) દેવિ ! હુ આજ કાલની રાજસેવા કરનાર છુ એમ નથી કે મહર્ષિને આવતા અટકાવી જયવિજય જેવી ગતિને પામુ. હુ તો માત્ર એટલાજ સમાચાર કહેવા દોડી આવી છુ કે કુલપતિ આણી મગ આવતા જણાય છે ( त )

**સુલોચના**—અહો એમ છે ત્યારે તો ઘણુ સારૂ જા જા, જઇ એમને ઉતાવળે તેડી લાવ્ય

**દ્વારપાલિકા**—( નમન કરીને ) જેવી દેવીની આજ્ઞા

( એમ કહી જાય છે )

**સુકેશી**—સખિ ! આ પૂજન સાહિત્ય તો તે તૈયારજ કરાવી રાખેલુ છે, માત્ર એક દર્ભાસન જોઇએ તે હુ સત્વર લઇ આવુ છુ

**સુલોચના**—જા જા સખી ! વહી વહેલી આવ્ય ( સુકેશીને મોકલી પોતે પૂજનનુ સર્વ સાહિત્ય તપાસી ગોઠવવા મડી જાય છે અને આસન લઇ દોડતી સુકેશી આવે છે )

**સુકેશી**—સખિ ! હુ બાહાર જઈ જોઈ આવુ કે હજી કેટલે સુધી આવી પહોચ્યા છે ? ( એવે મદનમજરી સહ કુલપતિ પ્રવેશ કરે છે )

**વસિષ્ઠ**—( પાદપ્રક્ષાલનાદિ કરી સુલોચનાને ) વત્સા ! તારૂ કલ્યાણ થાવ, અને—

શ્લોક

કીર્તિ લક્ષ્મી અને કાતિ સ્વામી સુખાદિ સૌ મળો,
સ્વેચ્છ સફળ તો થાસે, શાતિરૂપી ધને ભળો ૫

શાતિ શાતિ શાતિ

---

( ण ) ત્રિલોકી—ત્રણ લોકનો સમુદાય રણવાસની—અત પુરની

( त ) જયવિજય જેવી ગતિ—વૈકુઠમા વિષ્ણુના દ્વારપાળ જયવિજય હતા, તેમણે સનકાદિકને વિષ્ણુ પાસે જતા અટકાવ્યા હતા જેથી સનકાદિકે તેમને શાપ દેઈ વૈકુઠમાથી ભૂલોકમા પાડયા હતા, એવી કથા પુરાણોમા પ્રસિદ્ધ છે આણી મગ—આ તરફને માર્ગે ( મગ-માર્ગ )

૫ શ્લોક—અનુષ્ટુપ્ સ્વેચ્છા—પોતાની (તારા મનની) ઇચ્છા ધને—ધન

સુલોચના—( પ્રણામપૂર્વક આસન અર્ઘપાદ્યાદિ આપી હસ્ત જોડી ઉભી રહેછે અને મહર્ષિ શિષ્યો સહ બેસેછે ).

વસિષ્ઠ—વત્સા ! હવે નિશ્ચિંત થઈ બેસો.

સુલોચના—જેવી મહાત્માની ઇચ્છા.

વસિષ્ઠ—( સખેદ ) વત્સા ! તારે કાજે મહાશ્રમ કરી તારાજ આશ્રમથી જે પુત્રેષ્ટિ મખનો આરંભ કર્યો હતો તે તો તને વિદિતજ છે ( ૫ )

સુલોચના—( નમન કરી ) હા મહારાજ ! એ મારા જાણવામાં છે.

વસિષ્ઠ—વત્સા ! જો શ્રવણ કર, તેને માટે આમ થઇ ગયું —

શ્લોક.

યજ્ઞારંભ કર્યા પૂંઠે મનગમી, વાતો સહુ તો બની,
ઇચ્છા પૂર્ણ થઈ, ગઇ દુઃખ વ્યથા, ધાર્યું બન્યા સૌ ધની,
પૂર્ણાહુતિ હતી તદા ગઇ પીડા, કર્મે લખ્યું કો કળે ?
પુરોડાશ અશુચિ શુનીથી થયો, હા ! વિધિ કેવો ફળે ! !

સુલોચના—( સખેદ ) શું સાચેજ મહર્ષિ ! એમ થઇ ગયું ? કહ્યું છે તે ખરૂં છે કે "કર્મ કરે તે કોઇ ન કરે " "લખ્યા લેખ ટાળવા કોણ સમર્થ છે ? " કુલપતિ સરખા યજ્ઞ કરનાર અને તે પુરોડાશને શ્વાનસ્પર્શ એ મારા વાંકા પ્રારબ્ધ વગર બીજું કઇએ કેમ કહી શકાય ?

---

પણ શાંતિરૂપી ધન પણ તને પ્રાપ્ત થાઓ શાંતિ ઇ૦—આ ત્રણ વખત 'શાંતિ' એવા ઉદ્‌ગાર વસિષ્ઠને મોઢેથી નીકળી ગયા તેનું કારણ એજ કે પુત્રેષ્ટિ યજ્ઞમાં વિઘ્ન થયું હતું, તેની શાંતિ થાઓ. આ વાત જો કે સુલોચના જાણતી નથી, તથાપિ વસિષ્ઠ જાણતા હતા માટે તેમના મુખથી એવા શબ્દો આ વખતે નીકળેજ

( ૫ ) મખ—યજ્ઞ

૬ શ્લોક—શાર્દૂલવિક્રીડિત યજ્ઞારંભ ઇ૦—યજ્ઞનો આરંભ કર્યા પછી સહુ વાતો મન ગમતી બની અને તેથી અમે ધાર્યું કે હવે ઇચ્છા પૂર્ણ થઇ, દુઃખની વ્યથા ( પીડા ) ગઇ અને સૌ ધની ( ધનવાન—અભિષ્ટ ફળરૂપી ધનવાળા ) બન્યા પણ જ્યારે યજ્ઞની પૂર્ણાહુતિ હતી ત્યારે એક અણધારી પીડા ઉત્પન્ન થઇ એ પીડા ઉત્પન્ન થવાનું કારણ કહે છે કર્મે ઇ૦—કર્મમાં લખ્યું હોય તો કોણ કળે ( સમજી શકે ) ? શી પીડા થઇ તે કહે છે પુરોડાશ ઇ૦—કોઈ શુની

વસિષ્ઠ—વત્સા ! તું ધારે છે અને કહે છે તેવી લોકવદંતા છે અને પ્રારબ્ધવાદીઓ એમ માને છે પણ ખગઃ કિંતુ એને માટે મહાત્માઓએ આ પ્રમાણે નિર્ણય કરેલો હોવ છે. જો અરવુ કરમ — (૬)

શ્લોક.

કરમતણું ન કાંઇ કર્યું સીધે,
પુરુષપ્રયત્નથી કર્મ કંપી બીધે;
પુનરપિ કર યત્ન સર્વથા તું,
દુખ દૂર થાય તજે ન શે વ્યથા તું ૭

---

કેવી યજ્ઞના પુરોડાશને સ્પર્શ કરી ગઈ તેથી તે અશુચિ ( અપવિત્ર ) થયો હા ! ( અરે ! ) એ યજ્ઞનો વિધિ કેવો ફળે ?—શાનું ફળ આપે ? પુરોડાશ—બલિદાન.

( ૬ ) લોકવદંતા છે—લોકોમાં સાધારણ રીતે બોલવાનો પ્રકાર છે પ્રારબ્ધવાદીઓ " જગત્માં સર્વે કાંઈ આગળથી નિર્માણ કરી મૂકેલા પ્રારબ્ધ પ્રમાણે બન્યા કરે છે, મનુષ્યના પ્રયત્નથી કાંઈ બનતું નથી. " એવો પક્ષસ્થાપન કરનારા કિંતુ—પણ. મહાત્માઓએ-તત્વજ્ઞાનીઓએ

૭ શ્લોક—પુષ્પિતાગ્રા વૃત્ત કરમ ઇ૦—કરમતણું ( પ્રારબ્ધનું ) કાંઇ કાર્ય સિદ્ધ થતું નથી, કેમકે પુરુષ પ્રયત્નથી કર્મ કંપીને બીધે ( ક્ષય પામે છે. ) પુનરપિ—ફરીને પણ સર્વથા—સર્વ પ્રકારે દુખ ઇ૦—તેથી તારું દુખ દૂર થાય એમ છે તો પછી તું વ્યથા ( તારા મનની પીડા ) શે ન તજે ?—શા માટે નથી તજતી ? વસિષ્ઠમુનિ પ્રારબ્ધવાદી નહોતા, પણ પુરુષ પ્રયત્નને મુખ્ય માનતા હતા તેઓ એમ કહેતા, કે લોકો જેને પ્રારબ્ધ કરીને કહે છે; એ પણ પૂર્વે કરેલા પુરુષ પ્રયત્નજ છે, અને બળવાન્ પુરુષ પ્રયત્ન નિર્બળ પુરુષ પ્રયત્નને જીતી શકે છે, માટે પૂર્વે કરેલા પુરુષ પ્રયત્ન અથવા પ્રારબ્ધ કરતાં આ જન્મે જો બળવાન્ પુરુષ પ્રયત્ન કરવામાં આવે તો તે પ્રારબ્ધને જીતી શકે છે—અન્યથા કરી શકે છે વળી જો પ્રારબ્ધ નિર્મિત દેહનાં સર્વ કર્મ પ્રારબ્ધાધીન હોય, અને પુરુષપ્રયત્ન અકિંચિત્કર હોય તો તેવા અસ્વતંત્ર પુરુષપ્રયત્નથી સંચિત કર્મ બનવાનો સંભવ નથી અને તેથી નવીન પ્રારબ્ધ નિર્માણ થવાનો પણ સંભવ નથી માટે પુરુષપ્રયત્નજ શ્રેષ્ઠ છે. કવિએ આ વાક્યથી વસિષ્ઠ મુનિનું પાત્ર ઘણી સરસ રીતે ચીતર્યું છે.

સુલોચના—( નમન કરી ) ગદર્ષિ ! આપને તો સર્વ કામ સુલભ છે અને કર્મનું કંઈ પણ ચાતનાર નથી, એ હું સારી રીતે સમજુ છુ; તોપણુ " ગઇ ઘડી જોષીએ ન વાચે " એટલાજ માટે જે કંઇ થતુ હોય તે થાય છે ( એવે દ્વારપાલિકા પ્રથમ મુનિને અને પછી ગણીને નમી આ પ્રમાણે સંદેશો કહે છે. )

દ્વારપાલિકા—મહાદેવી ! આપને કંઈ ઉતાવળના કાર્યને લીધે રાજમાતા સત્વર બોલાવે છે, એવો સંદેશો લઇ વૃદ્ધ વસુમતિ આવેલી છે. ( ય )

વસિષ્ઠ—વત્સા ! ત્યારે તો તારે ત્યાં સત્વર સિધારવું જોઈએ. આ વિષે હવે તું કાંઇ પણ ચિંતા ન કરતા નિશ્ચિંત રહેજે. હું પુનરપિ એજ યજ્ઞનો આરંભ કરી તારી મનોકામના સિદ્ધ થાય તેમ ઉતાવળે કરીશ. માટે તારે " ગયેલી ઘડીનો " શોચ ન કરવો. હવે હુ જાઉંછુ અને તું પણ જા.

સુલોચના—( નમન કરી ) હા ગહર્ષિ ! એમજ કરછુ, પરંતુ મુજ દીન પર દયા કરી યજ્ઞારંભ સત્વર કરજો. ભાઇ સોમાનન્દ તુ મને યજ્ઞારંભના સમાચાર કહી જજે હં ( એમ વાતો કરતી સુલોચના અને કુલપતિ શિષ્યો સહ ચાલ્યા જાય છે ) ( ન )

( વિચાર કરતો વસંતક પ્રવેશ કરી )

વસંતક—આપણી ચતુરાઇ તે આપણી કનેજ છે. અરે એટલુંય શા કાજે? જેમ સૂર્યની સમાન ઉપમાએ સૂર્ય, સમુદ્રની સમુદ્ર, ચંદ્રની ચંદ્ર, પૃથ્વીની પૃથ્વી, પરબ્રહ્મની પરબ્રહ્મ તેમ આપણી ઉપમાને યોગ્ય આપણે પોતેજ છીએ અમારો પોતાનો ધંધો, રોજગાર, ઉદ્યોગ, વણજ, વેપાર જે કહો તે તો એજ કે રાજાની ઇચ્છાનુસાર વર્તન કરી મોદક પર હાથ મારવો. રાજાની મનોવૃત્તિ વર્તી વર્તતા ઉંધાનુ છતુ અને છતાનુ ઉંધુ પણ વખતે કરવુ પડે, એટલે જેનુ હિત આપણાથી થયુ હોય તેને આપણે આખના પાટા કરતા પણ વધારે વહાલા લાગીએ, એ તો દેખીતુ જ છે, તથાપિ આ તરુણ વિપ્ર તાલમેલ કરવામા ક્યા કાચો છે, કે તે એકજ માર્ગી થઇ મૂઢ બને રાજાને

( ય ) વૃદ્ધ વસુમતિ—રાજમાતાની દાસી
( ન ) સોમાનંદ—વસિષ્ઠનો શિષ્ય

ગમતું બોલીએ અને દેવીનું મન રીઝવીએ એમ સતાંય કદી દેવી ક્રોધે ભરાવવા જેવું કંઇ થઇ ગયું તો તે ક્યાં આપણું કામ હતું ? ગાજરની પીપુડી વાગી ત્યાં સુધી વગાડી અને ના વાગી—( એટલું અરધું બોલે છે એવામાં સામેથી રાજાને આવતો જોઈ ગભરાયલા જેવો બની જાય છે ) ( प )

સંવરણ—બોલ્ય બોલ્ય વયસ્ય ! શું બોલે છે ? વાગીનો બાકી રહેલો સંબંધ જાગી પૂરો કરય વાહલા ! કાર્ય તો કરવા જોગાંજ કરતા દેખાઓ છો ? મેં તને કિયા કાર્ય માટે મોકલ્યો હતો તેનુંય કંઇ સ્મરણ છે કે ? શું કરવા હોય ! અસત્ય ત્યાગી, વાગીનો સંબંધ તો પૂરો કરવોજ જોઇએ. મેં તારા બોલે બોલ શ્રવણ કર્યાં છે. ચાસ્ય સત્વર કહી દે. ( फ )

વસંતક—આમ થયું, એમ થયું, તેમ થયું, કેમ થયું, ( અટકી જય ) મહારાજ !

સંવરણ—( સોટીનો પ્રહાર કરી ) કેમ વયસ્ય વાગે છે કે ? જો સાચે સાચું નહિ બોલે તો જેમ ગરુડથી મણિધર ડોલે તેમ આનાથી ( લાકડી બતાવી ) તને ડોલાવી દેવો પડશે. ( ब )

વસંતક—વયસ્ય ! વાગે છે હો. જાઓ નથી કહેતા. ( એટલું બોલી નાશી જવા જાય છે તેને દોડતો પકડી પાડી ).

સંવરણ—વયસ્ય ! તને વાગ્યું ? જો એમ થયું હશે તો મને ખેદ થશે. મારાથી તો સહેજ હસવામાં એમ કરી જવાયું.

વસંતક—ઠીકરતો, " મીદડીને મન હસવું થાય અને મૂષકનો જીવ જાય." તેમાં ક્યાં તેને " નાહાવું નીચોવવું પડે તેમ છે. " ( म )

---

( प ) પ્રવેશ બોલે. વસંતક—સંવરણનો શૃંગાર સહાય અથવા વિદૂષક. ' સૂર્યની ઉપમાએ સૂર્ય ' ઇત્યાદિ અનન્વયાલંકાર છે. હિત—અર્થાત્ અહિત. આ તરુણ વિપ્ર—જુવાન બ્રાહ્મણ—વિદૂષક. તો તે ક્યાં આપણું કામ હતું ?—દેવીને પ્રસન્ન કરવાનું કામ તો તેના પતિ મહારાજા સંવરણનું છે !

( फ ) વયસ્ય—મિત્ર. (વિદૂષકને રાજાએ એવાંજ નામથી બોલાવવો જોઈએ એવો કાવ્ય શાસ્ત્રનો નિયમ છે. ) જાગી—સાવધ થઇને. અસત્ય ઇ૦—અસત્યને તજીને ' વાગી ' નો સંબંધ પૂરો કરવો જોઇએ. અર્થાત શું વાગી તે સત્ય કહે.

( ब ) ડોલાવી દેવો પડશે—તને પણ લાકડીનો પ્રહાર કરીશ એટલે તું પણ આમ તેમ ઉંચો નીચો થઈશ.

( म ) મીદડી-બિલાડી મૂષક—ઉંદર. તેને—બિલાડીને. અર્થાત્ મને વાગે તેમાં તને શું દુઃખ થવાનું છે ?

**સંવરણ**—ના રે ભાઇ ના; એમ તે હોય ? પણ હવે 'લાગી' વાળું વાક્ય ઝટ પૂરૂં કરી બતાવ્ય, એટલે તારો અને મોદકનો મેળાપ સત્વર કરાવી દઉં.

**વસંતક**—થવાનો હશે તો તમારી લીધેલી હઠ પૂરી કરાશે તોજ થશે. એ તો મને તમે આરંભાએલા પુત્રેષ્ટિની પૂર્ણાહુતિ જોવા મોકલ્યો હતો, ત્યાં પુરોડાશને ઠોકર વાગી અને તેથી તે અપવિત્ર થયો તેને જેમ તેમ કરી પવિત્ર કરી લીધો; એવામાં શ્વાને આવી પૂરેપૂરી પૂર્ણાહુતિ કરી દીધી ! આમાં તે શા ખુશીના સમાચાર હતા કે તમને પૂછતાં વાંતજ કહી દઇએ. ( સ્વગત ) જો બંધાય છે તો "ફેરવી બાંધી" છે તો ખરી.

**સંવરણ**—( સખેદ ) વયસ્ય ! દેવીને આ વાત મહા દુઃખ દેનારી થઇ પડશે. જો શ્રવણ કરયઃ—

શ્લોક.

ધાર્યું ધરણીધરનું, થાયે માનો મનોર્થે બુદબુદા;
તે લય થાતાં દુઃખકર, ઉપજે માનસ મહા રહે મુદા. ૮

**વસંતક**—મહારાજ ! મારે તો "સોળમી ઘડી જાયછે." મારે ઘર વાણી વળવાની વાત બને તો તો જાણે જીવતદાન તમેજ દીધુ ગણાય.

**સંવરણ**—( સાવધ થવાનો અભિનય કરી ) હા, હા. વયસ્ય ચાલો ચાલો. ( વસંતકને ખભે હાથ મૂકી ધીમે ધીમે બંને જણ જાયછે ).

( માલતી પ્રવેશ કરી. ) ( મ )

**માલતી**—"ધાના ત્યાં પાના નહિ, અને પાના ત્યાં ધાના નહિ" એ પણ મારૂં રડયું "સો મણુ તેલે ઇશ્વરને ત્યાં અંધારૂંરતો." બિચારી મારી બાઇ વ્રત અપવાસ કરી કરી વાજ આવી જાયછે; અને કુલપતિને તો ભગ-

---

૮ શ્લોક—ગીતિ. ધાર્યું ઇ૦—ધરણીધર ( પૃથ્વીને ધારણ કરનાર-પરમેશ્વર )નું ધાર્યુંજ થાય છે. માટે મનુષ્યના મનોર્થ ( મનોરથ ) તે કેવળ બુદબુદા ( પરપોટા ) જેવા માનો. જો તે મનોરથ લય થાય તો તે દુઃખકર લાગે છે; પણ જો તે ઉપજે છે—સિદ્ધ થાય છે તો તેથી માનસ ( મન ) મહા મુદા ( મોટા હર્ષમાં ) રહે છે.

( મ ) પ્રવેશ ૩ જો. માલતી—સુલોચનાની દાસી.

વાનથીએ ભલે પ્રકારે પૂજેછે, તેમ "દેરાં તેટલા દેવ" કગવાને ચૂકતી નથી. તોય પણ આશા તો અંતરિયાળની અંતરિયાળજ લટકયા કરે છે; અને મારી પાડોશમાં પેલા જીવાનન લાટને ત્યાં "શીતળા મા વગર આરાધે આની અમી છાંટો નાખી જાય છે." ( માલતીને ઉભી રહેલી જોઇ માધવી પાછળથી આવી તેની આંખો દબાવે છે અને માલતી તેના હાથ છોડાવતી કહે છે કે ) છોડય છોડય એ તો મેં ઓળખી. અલી છોડને મારી તો આંખો દુખે છે. એ તો તમે આવ્યાં તે જાણ્યાં. ( એટલુ કહ્યા છતા જ્યારે નથી છોડતી ત્યારે તેના હાથપર નખ મારી જોર કરી છુટી જઇ માધવીને જુએ છે. ) આહો બેન તું જ છે કે ? કંઇ કહી જવાયું હોય તો માઠું ન લગાડીશ; મેંકુ પેલી વાદરી જેવી વલ્લિકા હશે. તે મોઇ મને રાત દહાડો પજવ્યા કરેછે. ( ય )

**માધવી**—ત્યારે તારી સાથે રમત ગમત કરવાને કોઈ કંઈ કરે તેણે વાદરીના અલંકારથી અલંકૃત થવાને તૈયાર હોવું જોઈએ. ઠીકજ છે; પણ દેવીએ તને મોકલી છે કયાં ? અને તું રખડયા કયા કરે છે ? ( ર )

**માલતી**—અલી, તે તુ પૂછનારી કોણ જે ? કંઇ આપી વીહરયાં હશો કે હુકમમા લેવા મંડયાં છો ? મારી તો આંખો જમની પેઠે ઝાલી તે ઉઘડતીએ નથી.

**માધવી**—( મો મરડી ) ઓહો ! એમા તે કયમ થઇ ગયુ તે આટલા બધા ચઢી જાઓ છો ? હવેથી તમારૂં નામ નહિ દઈએ ! ( એમ કહી જવા માડે છે અને પાછળથી વલ્લિકા આવી કહે છે, કે )

**વલ્લિકા**—માધવી, ઉભી રહે, ઉભી રહે, તને મારા સમ. ( માધવી ઊભી રહેતી નથી તેને દોડી જઈ પકડી ઊભી રાખી ) અની નાહરે ! તારો

( ય ) બાઇ—રાજપત્ની. દેવપતિને—વસિષ્ટ ગુરૂને જીવાનન—જીવાન ૬. ( દાસીની ભાષા છે માટે ) શીતળા મા ઈ૦—સુદામાચરિત્રમા પણ "શીતળાએ અમી છાંટો નાખ્યો તે થોડે અન્ને ઉછરિયા." મેંકુ—મેં કહ્યું વલ્લિકા—એ નામની દાસી દાસીઓના નામ બહુધા વસંતઋતુ અને પુષ્પની વેલો વગેરેનાં રાખવા, એવો નાટયશાસ્ત્રનો નિયમ છે

( ર ) વાદરીના ઇ૦—તેને વાદરીની ઉપમા મળે

તો મિજાજ બહુ વધી પડયો દેખું ! ઊભાં રયો ઊભાં રયો કહીએ છીએ ને ઊભાય રહેનાતું નથી કે ?

**માધવી**—( માલતી સામે વાંકી નજરે જોઇ ) અમારે તે મિજાજ શા ઉપર ! કે' કે'તી હોય તે, શુ કામ છે તે ?

.**વલ્લિકા**—( માલતીને જોઇ, ) અલી માલતી ! તું શું કરી આવી ? બાઇએ બેઠાં બેઠાં ઘૈડપણમાં કેવા "ગોળા ગબડાવે છે," તે કઇ જાણ્યુ કે ? (લ)

**માલતી**—ના, અલી ના, તે દહાડે દેવીને બોલાવી એમણે શું કહ્યુ તેમાંનું મારા જાણ્યામાં તો કંઇએ આવ્યું નથી. સખી, તું જાણતી હોય તો કહે જોઇએ ? હું તો કુલપતિ પાસે ગઇ'તી, ત્યા તો તેમણે "પાટિયાજ વાળી દીધાં !" (વ)

**વલ્લિકા**—એટલે શું એમ કહ્યું કે હવે યજ્ઞ નહિ કરાય ?

**માલતી**—ના ના, છેક એવુ તો નહિ; પણ એના જેવુજ. તેમણે મને કહ્યુ કે 'તુ દેવીને જઇ કે' કે અધુના મખમુહૂર્ત જેવું જોઇએ તેવું નથી, માટે મંગલ મુહૂર્ત આવતાજ યજ્ઞારંભ કરી દેવામા આવશે. (શ)

**વલ્લિકા**—ત્યારે એ તો "ના નહિ ને નાના કાકાસ્નો" બ્હેન એ બિચારા શું કરે ? કરમમા ન હોય તો કયાંથી લાવી કાઢી આપે ? પણ અલી માધવી, તું મહારાજ કને ગઇ'તી તેનું કયમ થયુ, તે તો કે' ?

**માધવી**—મહારાજ બિચારાને શુ છે ? તે તો સીધા સટ છે. તેમણે કહ્યુ મને સચિવ કંઈ રાજકાજ માટે મળવા આવનાર છે, તેમના આવી ગયા પછી વાતચિત કરી હું ઉતાવળે આવું છું. વળી વધારેમા મને એમ પણ કહ્યુ કે તું જઈ દેવીને માઠુ ન લાગે તેમ કે'જે અને હું સત્વર આવી પહોચું છુ (ષ)

---

( લ ) ગોળા ગબડાવે છે—સંવરણુનેમાટે બીજી પત્નીની તપાસ કરેછે.

( વ ) પાટિયાંજ વાળી દીધા—કામ બંધ કર્યું. ( શ ) અધુના—હમણા. મખમુહૂર્ત—યજ્ઞનું મુહૂર્ત.

( ષ ) સચિવ—પ્રધાન.

**વલ્લિકા**—એની દેવીએ " સવળે હાથે પૂજેલી ગોર એજ ફળી છે તો. " વારુ હવે ચાલો; દેવી આપણી વાટ જોઈ બેથી રહ્યા હશે માટે તેમને જલદી મળી સર્વે સમાચાર કહીએ. ( જવા માંડે છે. )

**માધવી**—( તેને જતી અટકાવી ) અલી વાહરે ! અમારી વાતો તો પૂછી લીધી અને તુ શુ કરી આવી તે તો કંઇ કહેતુ નથી ! કહ્યા વગર તને જવા કોણ દેનાર છે તે ?

**માલતી**—એ તો એમની હુંશિયારી દેખાડતા હશે કે અમે કેવાં ડાહ્યા છીએ કે બીજાની વાતો જાણી લઇએ અને અમારી વાત કોઇનેય ન આપીએ ?

**વલ્લિકા**—( માલતીને ) ના રે સખી ના, એમ તે કઇ હોય ? હયોને ગ રે શુ, વાર થશે તો ત્રણે જણને ઠપકો ખાવો પડશે.

**માધવી**—એ વિચાર અને ડાહાપણ બીજાની વાત પૂછી લેતા ક્યા જતા રહ્યા હતા ?

**માલતી**—અલી, કે'ને કે'તી હોય તો ? નકામી " શા ભાર ખાય છે," અને ખોટી કરે છે તે ?

**વલ્લિકા**—એ તો એમ થયુ, કે માતાજીએ દેવીને બોલાવી કહ્યુ કે તુ જ મારા પુત્રને બીજી કન્યા પરણવા દેતી નથી, પણ એટલોય તને વિચાર ક્યા છે કે આયુ તો વ રોળીઆ વાયુ જેવુ છે. સારે સારૂં તો સર્વેને સારૂ લાગે છે પણ જો કઇ રાજકદૈવક થયુ નો શ્રાદ્ધ સારનાર વિના બધાયને ઉંધે માથે લટકવુ પડશે (સ)

**માધવી**—માતાજીનુ કહેવુ તો ખરૂ છે પણ દેવીની કઇ એટલી વય થઇ ગઇ નથી કે માતાજીનુ કહ્યુ કરવા તેમણે ઉતાવળ કરવી જોઇએ ?

**માલતી**—અલી વલ્લિકા, એ વાત તો સર્વેનાય જાણવામા છે; પણ તેને ત્યાની છાની બાતમી મેળવવા મોકલી હતી તેનુ તુ શુ કરી આવી, તે કે'ની ?

(સ) આયુ—આયુષ્ય સારે સારૂં ઇ૦—જ્યા સુધી સારે સાર હોય —બધી વાતે અનુકૂળતા હોય, ત્યા સુધી તો સર્વેને સારૂં લાગે છે—ભોગ ભોગવવા ઠીક લાગે છે અથવા તે સ્થિતિ પસંદ પડે છે

વલ્લિકા—છાની ખાતમીમા એ સમાચાર મળ્યા કે, માતાજીએ સચિવને બોલાવી અંગ દેશના રાજાને પુત્રી છે તેનું માગું કરવા જણાવ્યુ છે, અને આર્યપુત્રના બીજા સર્વ વિચાર ઉતાવળે ફેરવી નાખવા સૂચવ્યુ છે. સચિવે પણ તે કાર્ય સત્વર પાર પાડવા માજીને વચન આપ્યું છે

માલતી—ત્યારે તો એ વાત આ માધવીની વાતને મળતી આવે છે. મહારાજે એની સાથે કહાવ્યું છે કે હુ સચિવને મળી ઉતાવળે દેવી પાસે આવુ છુ, તો તે સચિવને મળી ગે સબધેજ વાતચિત કરવાના હશે

માધવી—હા સખી એમજ હશે માટે હવે ઉતાવળે જઇ દેવીને આ સર્વ વાતથી જાણીતા કરવા જોઇએ

વલ્લિકા—હા, હા, સખી એમજ કરવું જોઇએ

માલતી—ચાલો ચાલો ત્યારે ( સર્વે જાયછે. )

સુલોચના—( ચિતાગ્રસ્ત વેશે સુકેશી સહ ) સખી સુકેશી ! પેલી ત્રણ જણીઓને મોકલી છે તેમાની એકે જણી હજી સુધી પાછી આવી નહિ એમને કેમ વાર લાગી હશે ? જાને તુ જઇ મદનમજરીને એમની તજવીજ કરવા મોકલ જોઇએ ? ( ૬ )

સુકેશી—હા બેન ! એમ કરૂ છુ પરતુ એમને ગયે કઇ એટલી બધી વાર થઇ નથી કે તજવીજ કરવા મોકલવાની જરૂર પડે

સુલોચના—( સકોપ ) ત્યારે તો વાર એટલે વરસ બે વરસ વીતી જવા જોઇએ ? ડાંપણ કરવુ રે'વા દઈ જા હુ જેમ કહુ છુ તેમ જલ્દી કરય

સુકેશી—સારૂં તેમ કરૂં છુ. ( જવા માડે છે અને ત્રણે જણીઓને આવતીઓ જોઇ ) લ્યો, આ ત્રણે જણીઓ આવીઓ એમાની તે કોથી કાર્ય થઇ રહ્યા પછે ઉભા રહે તેવી છે કે બોલાવા મોકલવાની જરૂર પડે

સુલોચના—લ્યો હવે તમારૂ બોલ્યુ ખરૂ કરવાનુ રહેવા દઇ એમની વાતથી જાનીતા થઇ જે કરવુ ઘટે તે કરો ( માધવી, માલતી ને વલ્લિકા પ્રવેશ કરી એક પછે એક જણી ધીમેથી દેવીને જાણેલા સમાચાર જણાવે છે )

( ૬ ) પ્ર ૪ થો

**સુકેશી**—સખી, ત્યારે તો હવે આ ચાલતો પ્રસંગ બંધ કરવો જોઈએ. કારણ હવે મહારાજાને આવવાનો સમય થયો છે

**સુલોચના**—હા એમજ કરવુ જોઈએ ( વિચાર કરી ) પરંતુ સખી માલતી ! તું સચિવને ત્યાં જઈ આર્યપુત્રને અને તેમને શી વાતચિત થઇ તેની કંઈ બાતમી કાઢી લાવે તો ઠીક, કેમ સુકેશી ખરૂ કની ?

**સુકેશી**—હા, હા, એમ થાય તો વધારે સારૂં જા માલતી, ઉતાવળે જા અને માધવી ! તુ જઈ દ્વાર પાસે ઉભી રહે, અને મહારાજ આવતા જોઇ જણાવી જા અલિ વલ્લિકા ! તું આ બધુ ઠીક ઠાક કરી રાખ. ( ત્રણુ જણીઓ કહ્યા પ્રમાણે કરે છે )

**સુલોચના**—( નિશ્વાસ નાખી ) સખી ! શુ આર્યપુત્ર મારૂ કહેવુ કંઇ પણ ન સાંભળતાં માજીના કહેવા પ્રમાણેજ કરશે ? અરે પણ મારાથીએ તેમને માતાજીનુ વચન ઉથાપવાનુ શી રીતે કહી શકાય ?

**સુકેશી**—અરે સખી ! તુ આવા મિથ્યા તર્ક વિતર્ક શા કાજે કરે છે ? મહારાજા " દુધ ને દોણી " બન્ને વાનાં રાખી બતાવે તેવા કુશળ છે. તેમા પણ તને તો તેઓ જરૂર પ્રસન્ન કરશે

**માધવી**—( ઉતાવળે દોડતી ચપટી વગાડી ) દેવી ! મહારાજ વસંત કની સાથે દ્વાર સુધી આવી પહોચ્યા છે ( દેવી સાવધ થઇ જાય છે અને રાજા તથા વસંતક પ્રવેશ કરે છે )

**સુલોચના**—( સામે જઇ રાજાને ) અહો ! આજ તો ધન્ય ભાગ્ય કે આર્યપુત્રને આ તરફ આવતા જોઉ છુ ! મહારાજ કંઇ રસ્તો ભૂલ્યાથી અમારા ભાગ્ય ભળ્યા હશે નહિ વારૂ ! ઠીક ઠીક, ભ્રમર તો નવા નવા પુષ્પપર ભમે કે ભમતો જણાય એ સ્વાભાવિકજ છે પણ પ્રાણપ્રિય ! વારૂ તે ભમર ભ્રમણના ભયકારમા ભમરીને ભૂલી જતો હશે ? ( ळ )

**વસંતક**—એમા વળી પૂછવાનું શુ હતુ ? એકવાર યદિ ને સત્તરવાર ભૂલી જાય ! તેમાં તે શી નવાઇ?

**સંવરણ**—મૂર્ખ ! આનડે તેટલુ બોની જાણે છે કે કઇ મીણુ સમજે કરે છે ?

---

( ळ ) ભ્રમર ઈ૦—મહારાજ નવી પત્ની કરવાના છે તે સબંધમા ભ્રમરના અપદેશથી તેમની સાથે વાત કરી છે.

સુલોચના—ભાઇ વસંતક ! આવા ચોખ્ખા દીલના ચઇશ તો આર્યપુત્ર કને રહી શકાશે નહિ, માટે કંઇ અધૂરૂં હોય તે એમની કને શીખી લે, નહિ તો રસ વગર ની કમલિની પેઠે તારા જેવા કમળનો પણ આ ભૃંગ ત્યાગ કરશે. ( આ )

સ વરણ—કિંતુ પ્રિયા જો આમ હોય તો—

શ્લોક.

કમનિનીં કિરમાયે, વા પ્રફુલ્લિત થાયે,
તરૂણી, તજી વદાયે, રાજહંસે જણાયે ?
નહિ નહિ નહિ નારી, હંસ જો આ નિહાળી,
ભ્રમર નહિ હું વા'લી, માનિનિ ! છુ મૃણાલી ૯

સુલોચના—આર્યપુત્ર કહેછે એમ પણ હોય તથાપિ આપ ક્યા નથી જાણતા કે " સ્ત્રીઓની બુદ્ધિ તો પગની પાનીએજ હોય "

વસંતક—' એમ પણ હોય ' શું, ' એમજ છે ' એવુ કહોને માત્ર શ્લોકમાં રાજહંસે પદ મૂકેલું છે ત્યા પર્મહંસે પદ મૂક્યું હોત તો વાધા વગરની વાત થઇ જાત. હોય, એ તો ચામડાની જીભ છે, વખતે બોલતાં ભૂલી પણ જવાય. ( કા )

---

( આ ) વસંતકે જે ઉત્તર આપ્યો તેનો ઉપયોગ સુલોચના પોતાના કહેવાના અર્થને અનુકૂળ કરી લેછે, નહિ તો ઇ૦—નહિ તો ભ્રમરો જેમ રસ વગરની ( રસ ચૂસી લીધેલી ) કમલિની ( કમળનો નાજુક છોડ ) નો ત્યાગ કરે છે, અર્થાત્ રાજા જેમ મને તજવા બેઠા છે, તેમ તને પણ તજશે

૯ શ્લોક—માલિની વૃત્ત હે તરૂણી ! કમલિની કદી કરમાઇ જાય અથવા પ્રફુલ્લિત થાય, તથાપિ રાજહંસે તેને તજી છે એમ કહેતા તે કોઇને જોયું છે શુ ? અર્થાત તુ ગમે તેવી અવસ્થામા હોઈશ તથાપિ તારો હું ત્યાગ કરનારો નથી ભ્રમર તો નીરસ કમલિનીને તજવાવાળો છે પણ હે વહાલી ! આ તેવો ભ્રમર નથી, પણ આ તો રાજહંસ છે ( રાજા રૂપી હંસ છે ) અને હે માનિનિ ! તું મૃણાલી ( કમલિની છે )

( કા ) સુલોચના રાજાએ કહેલી વાતને સંશયિત વર્ણતા પાછલા વાક્યમાં કહે છે કે ' એમ પણ હોય ' તેજ વાક્યને વસંતક નિશ્ચિત કરી બતાવે છે, કે ' એમ પણ હોય ' એમ શા માટે કહો છો ? ' એમજ છે ' એવુ કહો શુ

સુલોચના—(વસંતક સામે વાંકી નજરે જોઇ) આર્યપુત્ર ! આ મહાશય વગર અહીં આવવાનો આપને માર્ગ નહોતો જડતો કે શું ? (ગ્ના)

સંવરણ—વસંતક, તારે પૂછ્યા વગર બોલ્યાજ કરવું હોય તો ભલે બોલ્ય. તને હવે આથી તે શું વધારે કહીએ ?

વસંતક—લ્યો, અમે તો અમારે દોઢ મણની કુંચી કરમાં ઇ સવાસમણનું તાળું આ મુખ રૂપી કોટડીને મારી સાત ને સાત ચૌદ દહાડા સુધી બોલ્યા ચાલ્યા વિના બેશી રહીશું.

સુલોચના—પ્રિયતમ ! આપના જેવા ઉપકારી તો જોવા જાણવામાં ઘણાજ થોડા હશે, અને અગમચેતી કરાવનાર તો કોઇએ નહીં હોય એમ પણ કહીએ તો કહી શકાય. (ગા)

સંવરણ—(તેને ખભે હાથ મૂકી) પ્રાણવલ્લભા ! એમ તેં શાથી જાણ્યું ! મારા મનમાં તો કંઇએ નથી. હું કંઇ બીજું જાણતો નથી કે સમજતો પણ નથી. (ઘા)

સુલોચના—"ગોળી આપી ચૈડવો લઇ જાય" એવા ભોળા

---

એમજ છે, તે વિદૂષક સ્પષ્ટ કરી બતાવે છેઃ માત્ર ઇ૦—શ્લોકમાં લખ્યું છે કે 'તરણી તજી વહાયે રાજહંસે જણાયે' ત્યાં આગળ 'તરણી તજી વહાયે પરમહંસે જણાયે' એમજ છે. અર્થાત્ પાંચમા આશ્રમવાળા પરમહંસે તરણી તજી છે એમ કહેવાય છે, એવું તમારા જોવામાં કદી આવ્યું છે ? (શ્લોકમાં તરણી સંબોધન છે, તે અહીં કર્મ છે) અર્થાત્ પરમહંસ જેમ તરણીને તજી દે છે તેમ આ રાજા તમને તજી દે, એમજ છે, કેમકે એવો રાજાના મનનો આશય છે. ત્યારે રાજા 'રાજહંસે' એવું કેમ બોલે છે ? તેનો ખુલાસો કરે છેઃ હોય એ તો ચામડાની ઇ૦.

(ગ્ના) રાજાને પરમહંસ કહે છે, તથા પોતાને અપ્રિય વાક્ય વસંતક બોલે છે તે સુલોચનાને પસંદ પડતું નથી, તેથી વસંતક ઉપર ક્રોધદૃષ્ટિથી તે જુવે છે, અને તેને પોતાની પાસે ઉભો રહેલો જોવા ઈચ્છતી નથી. આર્યપુત્ર ઇ૦. મહાશય—મોટા મનવાળો, ઉદાર. (વક્રોક્તિ).

(ગા) સુલોચના વક્રોક્તિમાં ઉપકારી અને અગમચેતી કરાવનાર કહીને વર્ણે છેઃ પ્રિયતમ ઈ૦. (ઘા) સુલોચના પોતાની ખટપટ જાણે છે કે કેમ એ વાતનો રાજાને સંશય હોવાથી તે પોતાનું અજાણપણું બતાવે છે પ્રાણવલ્લભા—પ્રાણ સમાન વહાલી.

આર્યપુત્રને બીજાઓ ધારે કે કહે, પરંતુ હું તો સારી રીતે સમજું છું કે આપ " મગનું નામ મરીએ જાણી શકો " તેવા નથી. ( दा )

સંવરણ—અહો પ્રિયંવદા ! અકારણ ગર્મબાણ કેમ મૂકાય છે, તે સમજાતું નથી. ( चा )

સુલોચના—મીઠાબોલી પદ એ ગર્મબાણ નહિ પણ મારે તો પ્રિયતમના મુખમાંથી નીકળેલું જાણી આભૂષણ છે એમજ સમજવું જોઇએ. ( छा )

સંવરણ—(નીચું નમેલું મુખ ઉંચું કરી.) પ્રિયા ! પણ આમ વક્રભાષીપણું ધારણ કરવાનું કાંઈ પ્રયોજન છે કે સ્ત્રીત્વનોજ સ્વીકાર કર્યો છે ? ( जा )

સુકેશી—અસ્યા વસંતક ! જો જો માતાજીના મનોરથ સિદ્ધ થવાથી તેમણે પરિજન તથા વિપ્રજનને દાન આપવા માંડ્યું છે. માટે વહેલો ચાલ્યા નીકર આપણે રહી જઇશું. ( झा )

---

( दा ) જે ભોળું ન હોય તેને વિષે લોકમાં કહેવત છે, કે " એવી ભોળી, કે આપે ચંડચો ને લેઇ જાય ગોળી ! " એ કહેવતથી ઉલટું કરનાર હોય તેજ ખરેખરૂં ભોળું કહેવાય. પણ તમે તેવા નથી એમ સુલોચના એ કહેવતને ઉલટી બોલીને જણાવી આપે છે. ગોળી ઇ૦.

( चा ) પ્રિયંવદા—મીઠું બોલનારી. અકારણ—વગર કારણે અર્થાત્ તું શા ઉપર આ મર્મ વાક્ય બોલે છે, તે કહે ?

( छा ) જે મર્મબાણ મૂકનારી હોય તે પ્રિયંવદા હોઈ શકે નહિ, કેમકે મર્મબાણ તેના સમજનારને પ્રિય લાગતા નથી સુલોચના મર્મબાણ મૂકનારી છે એમ જાણતા છતાં પણ રાજાએ તેને ' પ્રિયંવદા ' કહી એ પણ વક્રોક્તિ અથવા મર્મબાણજ છે, એવો અર્થ મનમાં લેઇને સુલોચના રાજાને કહે છે: મીઠાબોલી ઇ૦ અર્થાત્ તને મને મીઠાબોલી કહો છો, એ પણ મર્મબાણજ છે.

( जा ) વક્રભાષીપણું—વાંકાબોલાપણું. સ્ત્રીત્વનોજ સ્વીકાર કર્યો છે ?—સ્ત્રીઓ સ્વભાવેજ વાંકાબોલી હોય છે તેવી તું પણ થાય છે કે શું ? ( આવુંજ વાક્ય સત્યભામા રોષદર્શિકામાં કૃષ્ણે રૂક્મિણીને કહેલું આ કવિએ વર્ણ્યું છે. )

( झा ) રાજા રાણીને એકાંત કરી આપવાના હેતુથી સુકેશી વસંતકને કહે છે: અસ્યા વસંતક ઇ૦.

વસતક—હા હા, ચાલ્ય ચાલ્ય, પ્રણયકોપ જેણે બેસી રહેવાથી "તો શુક્રવાર થવાનો છે." ( બને જાય છે. ) (ત્ર)

સુલોચના—આર્યપુત્ર ! આપના તો જાણવામાં હશેથી હશે ? નહિજ હોય એમ કહોને !

સંવરણ—પણ શું તે કહીશ કે મિથ્યાજ ગર્ભખાણ માર્યા કરીશ ?

સુલોચના—( સસ્મિત ) પ્રિય !" કાળા થઈ કાચળીમા—"

( એટલુ અડધુ બોલી શરમાવાનો અભિનય કરી અટકી જાય છે )

સંવરણ—પ્રિયા ! બોલ બોલ, હવે તો એ વાક્ય પૂરૂ કર્ય

સુલોચના—એ તો મે એમ કહ્યુ કે કાળા થઈ કાચળીમા વારવાર બ્રાય એ તે નાગ, દેખાડવા ડી કાળપવાળા હશે કે જેવા બાહેર તેવા ભીતરે હશે, પન્તુ પ્રાણનાથ ગાછએ આજ ક્રિયા અર્થની સિદ્ધિ થવાથી કે મનો રથની પ્રાપ્તિ થવાથી પુષ્કળ દાન પુણ્ય કરવા માડયુ છે, તે તો તમાગ જાણવામાં નહિ હોય ! એજ એનો ઉત્તર હશે નહિ વારૂ ? (ટ)

સંવરણ—( સમજ્યાનો અભિનય કરી ) પ્રિયા ! તુ ચારોની પણ છુ કે ? જો એમ હશે તો ૮ નજય વ્યવહાર સારી રીતે વહન કરી શકીશ (ઠ)

સુલોચના—( સજળ નેત્ર ) સ્વામીનાથ ! સ્ત્રીઓનુ સર્વસ્વ સુખ જે સ્વામી અને તેનુ દર્શન થતુ વગર કારણે અટકયુ હોય તો પછે તેણે કંઈ યત્ન કરવો કે નહિ ? અને તેવો યત્ન કરતા નિર્મળ સુખમા મલિનતા ભળતાના સમાચાર સભળાતા હોય તો તે શ્રવણ કરવા કે નહિ ? (ડ)

---

(ત્ર) પ્રણયકોપ—સ્નેહ ભરેલી રીસ—સ્વામી પ્રત્યે સ્ત્રીનુ માન

(ટ) "કાલા થઇ કાચળીમા' એ વાક્ય જુદી રીતે પૂરૂ કરેછે કાલા (શ્યામ વર્ણના) આ વાકયથી રાજાના મનમા ખીજી સ્ત્રી કરવાનો વિચાર છે એ અયત્ન ગૂઢ સુચન કર્યુ છે, માટે પતાકાસ્થાન વર્ણાયુ છે વળી કહેવાના અર્થનો યુક્તિ પૂર્વક નિષેધ કર્યો છે, માટે અપન્હુતિ અલંકાર

(ઠ) ચારનેત્રી—છૂપા દૂત વગેરેના સાધનથી વાત જાણી લેનારી સ્ત્રી રાજય વ્યવહાર ઈ૦—અર્થાત્ છૂપા દૂતના સાધનથી વાત જાણી લેવાની શક્તિ વાળી તારા જેવી નિપુણ રાણીની મને રાજકાજમા ઘણી મદદ મળશે

(ડ) સજળ નેત્ર—આંખમા આસુ આણીને નિર્મળ સુખમા મલિનતા-(બીજી શોકય આવવાથી )

સવરણ—પ્રિયા ! અવશ્ય શ્રવણ કરવા, કિંતુ પૂજ્યના વચનનો અનાદર ન કરવો એવું શાસ્ત્રનું વચન છે તે જો તારી સ્મૃતિમાં ન હોય તો શ્રવણ કરવ (ટા)

શ્લોક.

કદાપિ વાકા વચને કરી કહે,
કદાપિ મિથ્યા હઠને ધરી રહે,
કદાપિ ખોટાનુ ખરૂ કરી ગ્રહે,
તદાપિ પૂજ્યો પૂજવા ધરી કહે ૧૦

**સુલોચના**—એ શાસ્ત્રના વચનનું ઉલ્લંઘન કરવાને હું કહું તેવી છું કે નહિ તે આપ સારી રીતે જાણો છો પણ જે કળીને પ્રફુલ્લિત કરવાના યત્નવાળો ભૃગ જણાતો હોય તેને પ્રફુલ્લિત કરવી તજી દઇ બીજી કળીનું દર્શન પણ ન થયા છતાં સેવેની કળીનો ત્યાગ તે કળાને કેના અનુરાગવાળો લાગે ? એટલુજ મારે પૂછવાનું છે (ણા)

સવરણ—પ્રિયા ! પ્રતિજ્ઞાપૂર્વક કહું છું કે માજીના વિચાર પ્રમાણે હું હમણા કંઇ પણ કરનાર નથી તને ન મળવાનું કારણ તો રાજકીય મહત્વનું કાર્ય એજ હતુ, બીજુ કંઇ નથી જેમ મે માજીને હા કહ્યું છે, તેમજ તે કાર્ય ધીમે ધીમે કરવા સચિવને સમજાવ્યું છે (આલિંગન કરી) પ્રિયા ! કદાપિ થતું નથી અને ગમે તેમ થાય તથાપિ આ તારા નિર્મળ પ્રેમની વિસ્મૃતિ થવાનું કંઇ કારણ છે ? તો મારા સમ જો તું તારા જીવને કંઈ પણ સતાપ કરે તો (તા)

(ટા) સવરણ શાસ્ત્ર વચન કહી બતાવે છે માટે નાયકના બાવીશ સામાન્ય લક્ષણોમાનું શાસ્ત્રચક્ષુસ્ત્વ વર્ણાયું છે

૧૦ શ્લોક—ઉપેંદ્રવજ્રા તદાપિ—તોપણ તોપણ જે પૂજ્ય છે, તેઓ જે વચન કહે તે ધ્યાનમા ધરીને તેમને પૂજવા

(ણા) જે કળીને ઇ૦—અન્યોક્તિ અલંકાર અર્થાત્ હું હજી તરૂણ છુ અને મને સંતાન થવાનો સંભવ છે, તેમ છતા મારો આદર કરવા નથી, અને બીજી સ્ત્રીને તમે જોઇ પણ નથી તેમ છતા તેમા લોભાઈને મારો ત્યાગ કરો છો ત્યારે જ્યારે તે બીજી સ્ત્રી આવશે ત્યારે મારી શી દશા થશે ? એ વિચારથી મને ઉદ્વેગ થાય છે

( એવામાં દોડતી દોડતી દ્વારપાલિકા પ્રવેશ કરે છે. )

**દ્વારપાલિકા**—દેવશ્રીનો જય જયકાર થાઓ મહારાજ ! તપોવનમાંથી દુઃખના પોકાર કરતું મુનિનું મોટું કુટુંબ દ્વાર આગળ આવી ઉભું રહ્યું છે, અને તે આપને દર્શન દેવાની ત્વરા કરે છે. ( થા )

**સંવરણ**—હાં, હા. તેમને રોધ કર્યા વગર સત્વર આવવા દે પ્રિયા અર્ઘ્યપાદ્યાદિ તૈયાર કરચ. ( રાજા ઉઠી તેમને સામો તેડવા જાયછે અને બે મુનિ, બે મુનિપત્ની અને ચાર મુનિકુમારને આસનાદિ આપી સન્માન પૂર્વક તેડી લાવી બેસાડેછે )

**મુનિ**—અહો નૃપાલ ? આદરસત્કારની કાઇ આવશ્યકતા નથી તેમ તે સ્વીકારવાનો અવકાશ પણ અધુના નથી ( દા )

**સંવરણ**—( સભય ) મુનિશાર્દૂલ ! મારો એવો શો અપરાધ થયો છે કે આપ પૂજાદિ ગ્રહણ કરતા નથી, કે સ્થિરચિત્તે બેસતા પણ નથી ? ( ધા )

**બીo મુનિ**—વત્સ સંવરણ ! તારો અપરાધ નથી અને ગણિયે તો છે પણ, તે એ કે મુનિકુલનું ભૂપાળોએ આળસ વિહીન થઇ રક્ષણ કરવું જોઇએ, તે તારાથી થતું નથી. તેથીજ અમારા જેવા અનેક મુનિઓના કુટુંબની આ દશા થઇ પડી છે ! શિવ શિવ ! તપોવનની શી દુર્દશા ! ( એવામાં કાઇ ખટપટ થવાથી સર્વ મુનિકુટુંબ એકાએક ભયગ્રસ્ત થઇ ) હાય દૈવ ! અહીં સુધી પણ શું વ્યાઘ્ર આવી પહોચ્યો ? ( એવે આર્તનાદ

---

( તા ) એજ હતુ—એજ કારણ હતુ ( એવો અન્વય )

( થા ) દર્શન દેવાની ત્વરા કરેછે—ત્વરાથી દર્શન આપો એમ કહે છે પૂર્વે વર્ણાયેલો પુત્રેષ્ટિ યાગ એ 'તપતી' નામે સૂર્યકન્યા પામવા રૂપ કાર્યનું અત્યંત ગૂઢ બીજ છે રાજમાતા બીજી સ્ત્રી કરાવવાની યોજના કરેછે, એમ જે વર્ણાયુ છે, તે લગાર સ્પષ્ટ પણ સૂક્ષ્મ બીજ છે અહીં મુનિ કુટુંબનુ અકસ્રીરૂપ વૃત્તાંત વર્ણીને તે બીજને વધારે સ્પષ્ટ કરશે, અથવા ખરૂ જોતાં તપતીના અનુરાગ બીજનો હવેજ નિક્ષેપ થશે.

( દા ) અધુના—હમણાં

( ધા ) મુનિશાર્દૂલ—મુનિરૂપી વાઘ મુનિઓ ક્રોધવાળા છે માટ તેને વિશેષે કરીને વાઘનું રૂપક શોભે છે **પરિકરાંકુર** અલંકાર અથવા **વક્રોક્તિ**

સાથે કુમારો મુનિપત્નીઓને બાઝી પડેછે અને મુનિઓ આમથી તેમ ભરાઇ જાય છે. તેમને આશ્વાસન કરી. ) ( ના )

**સંવરણ**—મહાશયો ! શાંત થાવ. શું કોઇ દુષ્ટ વ્યાઘ્રે તપોવનમાં તાપ ઉપજાવ્યો છે ? દ્વારપાલિકે ! દ્વારપાલિકે ! કેમ કોઈ ઉત્તર દેતું નથી ? ( પા )

**દ્વારપાલિકા**—( દોડતી પ્રવેશ કરી ) મહારાજ ! મહારાજ ! શી આજ્ઞા છે ? મુને મુનીશ્વરોના સત્કાર માટે દેવીએ આ સાહિત્ય લેવા મોકલી હતી. ( ફા )

**સવરણ**—( સકોપ ) શું બીજું કોઇ નો'તું ? જા જઇ સત્વર સુરથને રથ સજ કરી આવવા કહે. ( વા )

**દ્વારપાલિકા**—( નમન કરી ) જેવી દેવશ્રીની આજ્ઞા. ( એમ કહી જાય છે. )

**સંવરણ**—( નેપથ્યાભિમુખ નિહાળી ) કોણ એ સુકેશી કે ?

**સુકેશી**—( ઉતાવળી પ્રવેશ કરી ) હા મહારાજ ! શી આજ્ઞા છે ?

**સંવરણ**—જા જઇ સચિવને સૂચવ્ય કે હુ તપોવનનો તાપ ટાળવા સત્વર સીધારૂંછું, માટે તેમણે રાજકાજની યથાર્થ વ્યવસ્થા રાખવી

**મુનિ**—અરે દુષ્ટ ! તુ તારી વ્યવસ્થા કરવા રહીશ એટલામા તો શાર્દૂલ સારા તપોવનના તાપસોનો નાશ કરી નાખશે ! શું તારા પૂર્વજો તારા જેવા હતા ? ( મા )

---

( ના ) મુનિકુલનુ—મુનિઓના કુટુંબોનુ. આળસ વિહીન–આળસ વગરના. આ દશા—હવે પછી કહેવાશે તેવી—ભયાતુર દશા. ભયગ્રસ્ત—ભયમા ડુબી ગયેલા. આર્તનાદ—કારમી ચીસ અહી મુનિઓની વાઘને લીધે ભયાતુર અવસ્થા વર્ણવી છે, તે **આરભટી વૃત્તિનુ અવપાત** નામે અંગ છે

( પા ) " કેમ કોઇ ઉત્તર દેતુ નથી ? " આ વાકયથી સવરણના મનનો ક્રોધ અને ત્વરા ધ્વનિત કર્યા છે

( ફા ) દ્વારપાલિકાનું દોડતા પ્રવેશ કરવુ તથા બે વખત 'મહારાજ' કહેવું, એ પણ **આરભટી વૃત્તિ** ઉત્પન્ન કરનારા વચન છે

( વા ) સુરથ—સવરણનો સારથિ.

( મા ) મુનિઓનો વાઘથી ભય અને વાઘનો નાશ કરવાને સમર્થ એવા રાજા પ્રત્યે કોપ, એ વર્ણવીને કવિએ બ્રાહ્મણોના સ્વભાવનુ વર્ણન કર્યું છે, માટે **સ્વભાવોક્તિ**

સવરણ—( સવિનય ) મહર્ષિ ! આ રથ આવ્યો. હવે હુ એમાં બેશી નિર્ભય આશ્રમમાં તેનો નાશ કરૂ છુ. મુનીશ્વરોનુ રક્ષણ કરનાગા તો મારા પૂર્વજો જેવો હુ નથી, કિન્તુ —

શ્લોક.

આ ધનુ આ શર આ નગ કિંકર, હસ્ત ધરે નવ ઇન્દ્રથી હારે,
જો કરીને મુનિઘાત ગયો લહુ, શાર્દૂલી ગર્ભ ન ઉદર ધારે,
સંયમની પુરી સુધી જાઉ હઠુ નહિ, જીતુ હુ જો યમ આવીય વારે,
હે કરૂણાકર ! શાંતિ ધરો ચિત્ત, આશ ન અન્ય વસે ઉર મારે ૧૧

બીo મુનિ— ( સંકોપ )

શ્લોક

ભને બળે કળે જીતે તુ ઇન્દ્ર આદિ સર્વને,
વળે ન કાંઇ વાઘથી લહુ હુ ખાલી ગર્વને,
હવે ન તાપ શાંત થાય શાપ દેઉં આ પળે,
ખરેખરૂ કહુ જદા તદા તુ સ્વલ્પમા બળે ૧૨

( ઉતાવળે દોડતો સારથી પ્રવેશ કરી )

---

૧૧ શ્લોક—ઇન્દ્રવિજય છંદ. આ નરરૂપી કિંકર ( સંવરણ રાજા ) આ ધનુ તથા આ શર જો હસ્તમા ધરે, તો તે ઇન્દ્રથી પણ હારે એવો નથી જો વાઘ મુનિઓનો ઘાત કરી ગયો છે એમ હુ લહુ તો પછી શાર્દૂલી ઉદરમા ગર્ભ ધારણ કરે નહિ—વાઘનુ મૂળજ કાઢી નાખુ ! વાઘ કદી નાશ કરીને સાક્ષાત્ યમરાજાની એથમા ભરાયો હોય તો તેને શોધીને મારવા માટે યમની પુરી સંયમની સુધી પણ હુ જાઉ અને જો યમ આવીને મને વારે તો તેને પણ હુ જીતુ આ છંદમા સંવરણનો શૌર્યાદિનો મદ વર્ણાયો છે, વાઘે કરેલી ધર્ષણાને તે સહન કરી શકતો નથી એમ વર્ણીને તેને અસહનશીલ વર્ણવ્યો છે, તથા આત્મસ્તુતિ કરનારો વર્ણવ્યો છે માટે એ ધીરોદ્ધત નાયક છે એમ વર્ણવ્યુ છે

૧૨ શ્લોક—નારાચ છંદ વળે ઈ૦—પણ વાઘની સાથે તારૂ કાંઇ વળે એમ નથી, તેથી તુ જે બોલે છે તે તારો ખાલી ગર્વ છે એમ હુ લહુ છુ ખરેખરૂ ઇ૦—જો હુ ખરેખર કહુ—ખરા મનથી શાપ દેઉ, તો તો તુ સ્વલ્પમા ( થોડીક વારમા ) બળી જાય !

સુરથ—આયુષ્મન્ સર્વ ઉપસ્કર સાથે ગ્થ તૈયાર કરી આણ્યો છે. ( મા )

સંવરણ—( મુનિઓને નમન કરી ) કેમ મહાનુભાવ ! આપનો શો વિચાર છે ? ( યા )

મુનિ—એટલે શું અમને તું સાથે લઇ જવા ધારે છે ? ( રા )

સંવરણ—( નમન કરી ) ના મહારાજ ! મારી એવી ઇચ્છા નથી ( નેપથ્ય ભણી જોઇ ) વસંતક ! વસંતક !

વસંતક—( ઉતાવળો આવી ) કેમ વયસ્ય ! શી આજ્ઞા છે ? અરે ! આજ આટલે કાળે દક્ષના યજ્ઞમાંથી વિજય મેળવી આ મુનિઓ અહીં ક્યાં આવી ચઢ્યા છે ? ( સકંપ ) શું રુદ્ર દેવ આવે છે તેમની વધાઇ એમને કહી સંભળાવવા મને બોલાવ્યો છે ? ( લા )

સંવરણ—( સકોપ ) અલં; આ મુનીશ્વરોનું યથાર્થ અતિથિપણું મારા આવતા સુધી થાય એમ કરજે. ( રાજા સર્વને નમન કરી જાય છે તેમ મુનિઓને માર્ગ બતાવતો વસંતક પણ ગમન કરે છે ). ( વા )

સંવરણ—આર્ય સુરથ, અહર્નિશ તપાચરણ કરનાર તપસ્વીઓને શી રીતે ખબર પડે કે આ સંવરણના શરસંધાણ આગળ સાક્ષાત્ ત્રિપુરારિનો રક્ષણ કરેલો શાર્દૂલ હરો તથાપિ તેનું કાંઇ વળવાનું નથી ! ( શા )

સુરથ—આયુષ્મન્ ! દેવશ્રીનું કહેવું સત્ય છે, કેમકે—

---

( મા ) ઉપસ્કર—સાહિત્ય

( યા ) આપનો ઇ૦—એટલે તમારે મારી સાથે આવવું છે કે અહીંજ રહેવું છે ?

( રા ) મુનિના મનમાં વાઘનો ભય છે, પણ ઉપરથી પોતાનું તપ સામર્થ્ય જાણે બતાવતા હોય એવો ડોળ કરે છે એટલે ઇ૦

( લા ) વસંતક મુનિઓની મશ્કરી કરે છે અરે ઈ૦ દક્ષના યજ્ઞમાં શિવનું અપમાન થવાથી તેના ગણોએ ઘણાક બ્રાહ્મણોને માર્યા હતા, તથા તેમને લંગડા, લૂલા, કાણા એવા વિકૃત કરી નાખ્યા હતા, એ વાત સંભારી આપે છે.

( વા ) અલં—બસ, હવે વધારે ન બોલવું,

( શા ) પ્રવેશ પાંચમો આર્ય સુરથ—સારથિને રાજાએ ' આર્ય ' કહીને બોલાવવો, એવો નાટ્યશાસ્ત્રનો નિયમ છે, માટે સુરથને ' આર્ય ' કહ્યો છે

શ્લોક.

આપના વીર્યને ધૈર્યને ધર્મને, પર્મ જે કર્મને ધ્યાનમાં શું ધરે ?
શબ્દ રૂપી શરે યાતુધાનો મરે, શાર્દૂલે શું સરે ગો ગર્યો કે મરે !
આપના તાપનું માપ ત્રૈલોકમાં, ઈંદ્ર કે રૂદ્ર કે એ વિના કો કરે ?
તાપગી તર્કવ્યા હે હરિ ! હર્ભકયા, નીર ને ક્ષીર તે એક પાત્ર ભરે ! ૧૩

સંવરણ—ના ના એમ તો નહિજ; કિન્તુ ભય એ પ્રાણી માત્રને વિક્ષિપ્ત કરનાર છે, તદપિ સામ તો અન્ય જનો કરતાં કંઇક વિશેષતા દર્શાવે છે, નીડર,—(પા)

શ્લોક.

ભય વયધર સૌની, શાંતિ કાંતિ ભગાડે,
જનગન દુ:ખકારી, લક્ષમાં લે' લગાડે;
સુર અસુર વિધાતા, શંભુ સૂતા જગાડે,
અગ્રણી મુનિ વિચારા, એહમાં શું બગાડે ! ૧૪

સુરથ—આયુષ્માન્! ભય દુર્ધર દાનવ છે પરંતુ તેનું આગ શૂરવીર દેવ સાથે કઇ પણ ચાલતું નથી. ( સા )

સંવરણ—આર્ય સુરથ અદ્યાપિ રથ કેમ આવ્યો નહીં ?

સુરથ—આયુષ્માન્! મેં અશ્વશાલા પાસેજ તૈયાર કરી ઉભો રાખ્યો છે. ( સામેથી પ્રધાનને આવતા જોઇ ) દેવશ્રીનો જય થાવ; પ્રધાનજી સામેથી આવતા જણાય છે. ( પ્રધાન પ્રવેશ કરી )

સુષેણ—દેવાધિદેવનો જય થાવ મને સુકેશીએ તપોવનના સર્વ સમાચાર કહ્યા. માર્ગે આવતા સુરથે સજ કરી રાખેલો રથ પણ જોયો. અને મેં સેનાપતિને સત્વર કહેવડાવ્યુ તેથી તેઓ સેના સહિત તૈયાર થઇ ઉભા છે ( દા )

સંવરણ—ધન્ય છે! તમારી કુશળતા વિષે કઇ પણ કહેવા જેવું નથી; તથાપિ મુનિઓના માહાત્મ્યનો ઉપમર્દ કરી વ્યાઘ્રે વિનાશ કર્યો છે, તેથી કહેવાનું કે;—( વ્યા )

શ્લોક

ધન સમ સમદૃષ્ટિ રાખી પાળો પ્રજાને,
તન મન ધન જાણો, કાર્પી કૂડી કજાને;

---

તથા શરીરને નિસ્તેજ કરી નાખે છે. વળી ભય જનના મનને દુખકારી છે તથા તેમની લેહે ભયનાજ લક્ષમા લગાડે છે મનુષ્યનેજ ભય વ્યગ્ર કરે એવો છે એમ નથી, પણ સુર ( દેવ ) અસુર ( દૈત્ય ) અને શંભુ ( મહાદેવ ) એ સર્વને પણ સૂતેલા જગાડે એવો છે ભય જ્યારે સર્વને એમ વ્યગ્ર કરી નાખે એવો છે ત્યારે તેથી મુનિઓ બિચારા વ્યગ્ર થાય એમા શુ આશ્ચર્ય છે? તથા એમ વ્યગ્ર થઈને મારા વિષે શંકા કરે એમા તે શો બગાડ કરેછે? કારણ કે રાજાઓ જેમ બીજાને ભયમાથી મુક્ત કરવાના ઋણી ( દેવાદાર ) છે, તેમ તેઓ ઋણી નથી પણ અઋણી છે અને અઋણી છે તેથી તેઓ બીજાઓને ભયમાથી મુક્ત કરવાના અભ્યાસવાળા ન હોવાથી રાજાઓની શક્તિને પિછાણી શકે નહિ !

( સા ) દુર્ધર—ન ધારણ કરી શકાય એવો

( દા ) સુષેણ—સંવરણનો પ્રધાન ( વ્યા ) ઉપમર્દ—અવગણના

તનથકી અસુ જાતા, જે વિધે ખેદ ધારે,
પુરજન તજતાં તે, ખેદ છે અંગ મારે ૧૫

અપિચ—

શ્લોક.

તોપણ ત્વુ જોએ, કારણ પૂર્વે સુકુલ આચરવુ,
પ્રાણ પ્રજા મગ સોપી, આ વપુ ધર્યો મે તપોવને રવુ ૧૬

સુષેણ—( નમન કરી ) દેવથી ! હુ પ્રજાને પ્રાણ કરતા આધક ગણી પાળીશ તથા આ પ્રમાણે તેનું પોષણ રક્ષણ પણ કરીશ—

શ્લોક

પાળે પૂરે પ્રેમે, રક્ષે માતા સ્વવત્સ સ તોષી,
તે પેરે હુ પ્રજાને, પાળુ રક્ષુ સદાય નિર્દોષી ૧૭

સંવરણ—ધન્ય છે સુષેણ ! તમે એજ પ્રમાણે પ્રજાનુ પાલન કરશો એમ હુ સારી પેઠે જાણુછુ. ( એવે ઉપસારથી પ્રવેશ કરી આ પ્રમાણે કહે છે )

ઉપસારથી—( નમન કરી ) દેવશ્રીનો જયજયકાર થાવ. મહારાજ ! આજ્ઞા હોય તો રથ અહીં લાવુ

સંવરણ—ના અમે ત્યાજ આવીએ છીએ પ્રધાનજી ! તમે સાવધપણે પ્રજાનુ પાલન કરજો એ વ્યાધ્રને વિદારી હુ સત્વર આવુછુ.

---

૧૫ શ્લોક—માલિની તન મન ઇ૦—પ્રજાનેજ તમે તન, મન અને ધન જાણો શા રીતે જાણો ? કાપી ઇ૦—તેમની ફરી કલ ( દુખ ) ને કાપીને અર્થાત્ તેમના દુખ દૂર કરવાથીજ પ્રજાને તન મન ધન જાણવાપણુ સિદ્ધ થાય છે—કહેવા માત્રથી નહી તન ઈ૦—અસુ ( પ્રાણ ) તન ( શરીર ) વિષેથી જતા જે વિધે ( રીતે ) ખેદ ધારે છે

૧૬ અપિચ—વળી શ્લોક—ગીતિ જોએ—જોઇએ કારણ—કારણ કે પૂર્વે—પ્રથમ પ્રાણ પ્રજા—પ્રાણ સમાન પ્રજા, વપુ—શરીર

૧૭ શ્લોક—ગીતિ સ્વવત્સ—પોતાનુ બાળક પાળુ—( અન્નાદિક વડે ) રક્ષુ—રક્ષણ કરૂં—( ભયાદિકથી ) નિર્દોષી—દોષ રહિત થઈને

**સુષેણુ**—દેવશ્રીનો માર્ગ સુખરૂપ થાવ. દેવાધિદેવ ! હું પણ મુનિકુટુંબ ભોજન કરી રહ્યું હશે તેમની સ્વેચ્છાનું અનુવર્ત્તન કરવા ત્યાં જાઉંછું ( કિ )

**સંવરણ**—હા, હા. તેમ કરો, તેમ કરો. સુરથ હવે સત્વર જવું જોઇએ.

**સુરથ**—આયુષ્મનની જેવી ઇચ્છા. ( સર્વ જાયછે ).

( વર્તુલાકારમાં ઉભેલા અનેક મુનિઓ, મુનિપત્નીઓ, મુનિકુમારો તથા મુનિકુમારીઓ પ્રવેશ કરે છે. )

**પે૦ મુનિ**—અરે વામદેવ ! સહુને સહુની પડી છે. નાગનાથ તથા મહાભાગને સંવરણ પાસે ગયે અતિકાળ થયો પરંતુ " વપુ પોષાયું એટલે વિશ્વ પોષાયું " એ ન્યાયે તેનો ભય દૂર થયો એટલે તમારા ભયની તે શા માટે ચિંતા કરે ? ( ખિ )

**બી૦ મુનિ**—ના ના સોમદેવ ! એમ તો કેમ કહેવાય ? આપણુ સર્વેએ ગણી તેમને યોગ્ય માન્યા અને બધા ભયમાં રહી તેમને નિર્ભયસ્થાને મોકલવા યત્ન કર્યો, તે તેમના જાણવામાં સતાં એમ કેમ કરે ?

**મુનિપત્નીઓ**—એમ ન કરે ત્યારે હવે તેમનાં દર્શન કરજો જોઇએ. અમે તો કહ્યું તું કે કામેશ્વરને મોકલો પણ અમારૂં કહ્યું કરે કોણ ? ( ગિ )

**મુનિકન્યાઓ**—માતાજી ! એય બિચારા શું કરે ? વાઘનું નામ સાંભળી રાજાએ સાહાય કરવાની ના પાડી હશે, ત્યારે તેડવા જનાર શું કરે ? ( ઘિ )

---

( કિ ) સ્વેચ્છાનું અનુવર્ત્તન કરવા—તેમની ઈચ્છા પ્રમાણે વર્ત્તવા

( ખિ ) પ્ર. ૬ ઠ્ઠા નાગનાથ તથા મહાભાગ—એ નામના બે મુનિઓ. અહીંથી થોડાક પાત્રોનું સંભાષણ મનુષ્યના સ્વભાવનું દર્શન કરાવવાને તથા વાઘથી ઉપજેલા તપોવનના ભયનું ભાન કરાવવાને મૂકયાં છે. મનુષ્ય પોતપોતાની શકિત પ્રમાણે બીજાનું માપ કરે છે, થોડાક માણસોના સ્વભાવને જોઇને તે ઉપરથી સામાન્ય નિયમ બાંધી બેસે છે, તત્વાર્થ શોધન માટે તર્ક કરે છે, વગેરે જન સ્વભાવ અહીં વર્ણવ્યા છે.

( ગિ ) કાર્ય થઇ ગયા પછી પોતાના ડહાપણનો ઉદ્‌ઘોષ કરવાનો જનસ્વભાવ વર્ણ્યો છે. એમ ઇ૦.

( ઘિ ) પોતાની શકિત પરથી બીજાની શક્તિની તુલના કરવાનો જનસ્વભાવ વર્ણ્યો છે: માતાજી ઈ૦.

**મુનિકુમારો**—અમને ગર્દે રાખી વૃદ્ધ વૃદ્ધ આગળ પછાડ કેમ ઉભા રહ્યા છો ? અહો ! અમે તો ઘણુંય વાઘના કાન પકડી તેની સાથે ક્રીડા કરીએ છીએ આ અમારી લાકડી જોઇ ? એનાથીજ વાઘને મારી નાખીશું ! જવા દો અમને, અમારા તો પગ દુખે છે ! ( હિ )

**મુનિપત્નીઓ**—બાપુ ! આ વ્યાઘ્ર તપ મહિમાનું ઉલ્લંઘન કરનાર છે, અને વાઘણ સાથે હોવાથી વકરાયલો છે, માટે આમ આવો, નીચા નમી વચ્ચે ઉભા રો' ( ચિ )

**મુનિકુમારો**—( લાકડી સહ ) ના ના, અમે તો જઈને વાઘને મારી આવીશું એના તે શા ભાર છે ? ( એવે રથનો પડઘો તથા ચક્રનો અવાજ થાય છે તેથી વાઘ ઉતરી આવ્યો એમ સમજી મુનિઓ ગભરાય છે અને એક ઉપર એક પડી જાય છે અને વાચા પણ બંધાઈ જાય છે એવા મુનિ કુટુંબનું અવલોકન કરતો રથારૂઢ રાજા પ્રવેશ કરે છે )

**સંવરણ**—( આશ્વાસનપૂર્વક ) — •

શ્લોક

આ સંવરણ સહાયે, આવી પો'ચ્યો હવે ન ફિકર કરી,
તપ સ્વાધ્યાયન સાધો, વાધો સમ્યક સદા સુશીલ ઋષિ !　　૧૮

( કોઇ પણ જવાબ દેતું નથી )

**સુરથ**—આયુષ્માન્ ! આ પરાક્રમ અવલોકવા યોગ્ય છે ( છિ )

શ્લોક

નથી નથી સુર અસુર સમર્થ, નથી હરિવિધિ સદાશિવ જેવા,
નથી નથી નાગ નથી વડભાગ, ભલે ભૂમિદેવ કરે સહુ સેવા,

---

( હિ ) અનુભવ વગરની ઉદ્ધતતા વર્ણે છે અમને ઇ૦ ( ચિ ) માતાઓની પુત્રવત્સલતા વર્ણે છે બાપુ ઇ૦

૧૮ શ્લોક—ગીતિ તપ ઇ૦—હવે તમે તપ તથા સ્વાધ્યાયન ( સ્વાધ્યાયન—પોતાનું અધ્યયન ) ને સાધો તથા હે સુશીલ ઋષિ ! ( ઋષિઓ ! ) તમે સદા સમ્યક ( રૂડે પ્રકારે ) વાધો—વૃદ્ધિ પામો.

( છિ ) આ પરાક્રમ—આ રુદ્રદેવતાનું પરાક્રમ.

નથી નથી વૈશ્ય નથી નથી શૂદ્ર, નથી શું કે અસુધારી અવયવ,
કથી ન કથા કરી જાય જરૂર, ભલે ત્રિપુરારિ, મહાભય દેવા ! ૧૯

સંવરણ—આર્ય સુરથ ! સત્ય છે. અહો મુનિશ્વરો ! હું સર્વે તપસ્વીઓનો કિંકર આ તપોવનનું રક્ષણ કરવા આવી ઉભો છું, તેથી આબાલવૃદ્ધે નિર્ભય થઇ વર્તવું ઉચિત છે. અહો ઋષીશ્વરો ! સાવધ થાવ, સાવધ થાવ. ( જિ )

મુનિઓ—( ધીમેથી આંખ ઉંચી કરી જોઈ માંહોમાંહે ) અરે ધાતા ! માતા ! ત્રાતા ! આ તો આપણું ત્રાણ કરવા મહાત્મા સંવરણ રથારૂઢ થઇ પધારેલા છે માટે સાવધ થઇ એમને જે કહેવાનું તે કહીએ. ( ત્રિ )

સંવરણ—( નમન કરી ) અહો ભૂદેવો ! ઉઠો ઉઠો હવે કંઇ પણ ભય નથી.

પે૦ મુનિ—હવે કંઇ પણ ભય નથી; કિન્તુ ભય આવવાજ શા કાજે દીધો ? શું તું અમારો પ્રભાવ નથી જાણતો ?

શ્લોક.

જો કે પાવક સર્વ ગર્વ કરી રે', તેથી ન કાંઈ બળે,
જો કે અગ્નિ ઝરે ત્રિજા નયનથી, તે દેવથી શું વળે ?
વારિમાં વડવાગ્નિ વૈરી થઇ રે', ના જોર તેનું મળે,
શાપાગ્નિ સમ અગ્નિ કો નથી નથી, પામે તું તે આ પળે. ૨૦

---

૧૯ શ્લોક—સુરેશ્વર છંદ. તપોવનના ઋષિઓને ભયગ્રસ્ત જોઇને સુરથ રાજાને ભયનું સામર્થ્ય વર્ણવી બતાવે છેઃ નથી ઇ૦—હે ભયદેવ ! સુર અસુર આદિ કોઈ તને જીતવા સમર્થ નથી. અસુધારી અવેવા—પ્રાણ ધારણ કરનારા કોઇ પણ અવયવ. મહાભય દેવા—હે મહાભય દેવ ! ભલેને ત્રિપુરારિ હોય તોય શું થયું ?

( જિ ) આબાલવૃદ્ધે-બાળકથી વૃદ્ધ સુધી સહુ કોઇએ. ( ત્રિ ) ત્રાતા-રક્ષણ કરનાર. ત્રાણ—રક્ષણ.

૨૯ શ્લોક—શાર્દૂલવિક્રીડિત. તે દેવથી—મહાદેવથી. પામે ઇ૦—અર્થાત્ તને અમે શાપરૂપી અગ્નિથી બાળીને ભસ્મ કરી નાખીશું.

સંવરણ—( નમન કરી ) મહાનુભાવ ! હું મહર્ષિઓના સામર્થ્યથી સર્વ પ્રકારે તો નહિ પરંતુ કિંચિત જાણીતો છું; તથાપિ મારી અજાણમાં આવો વિનાશ કર્યો તેની ક્ષમા કરશો. ( નિ )

બીo મુનિ—અરે ! અમે કંઇ વ્યાઘ્રથી બીહીતા નથી; પરંતુ તારૂં કાર્ય અમારે શા કાજે કરવું જોઇએ ? ( એવે ગર્જના કરતો વ્યાઘ્ર પર્વત પર દેખાય છે તેને જોઇ સર્વ મુનિઓ એકમેક ઉપર પડી જાય છે, અને કેટલાએક ઓ વા વા ધ ધ એમ બોલતાં જયાંના ત્યાંજ ઉભા રહે છે ) ( ટિ )

સંવરણ—( વ્યાઘ્રને જોઇ સહર્ષ ) આર્ય સુરથ ! જરાક રથ આગળ લે એટલે હું એને યમપુરીનો માર્ગસ્થ કરૂં ( સારથી તેમ કરે છે અને રાજા શરસંધાણ કરી વ્યાઘ્રને મારે છે. વ્યાઘ્ર આમ તેમ ઘણો નાસવાનો યત્ન કર્યા છતાં શરથી ભોકાઇ આર્ત્તનાદ કરી પૃથ્વી પર પડે છે. ) ( ઠિ )

સુરથ—( રાજાને પુનઃ શરસંધાણ કરતો જોઈ ) હાં હાં, નરેશ્વર ! શ્રવણ કરોઃ

શ્લોક.

જો શૂલ શંભુનું કદી, વળી પાછું આવે,
જો વજ્ર વાસવતણું, ન અરિ શમાવે;
બ્રહ્માસ્ત્ર બ્રહ્મતણું જો, અરિ ના નમાવે,
ત્યાંથી ન સંવરણનું, શર પાછું આવે. ૨૧

સંવરણ—શું આર્ય સુરથ ! ત્યારે તે વ્યાઘ્ર મરાયોજ કે ?

સુરથ—એમ કહેવું શા કાજે જોઇએ ? તે તો શરસંધાણ થતાંજ યમપુરી ભણી જઇ પહોંચ્યો. આયુષ્મન્ ! ( હિ )

શ્લોક.

સિંહણો ગર્ભ કદી ધરે, જો નૃપ બીજી વાર;
તો જ્યા પુન શરે ચઢે, નિશાન લહી નિરધાર. ૨૨

સંવરણ—તો હવે આપણે મુનીશ્વરોને સાવધ કરવા જોઇએ. ( રથમાંથી ઉતરી મુનિ પાસે જઇ ) મહાશયો ! શાર્દૂલનો અંત આપના સેવકથી આવ્યો છે, માટે હવે નિર્ભયતાથી તપશ્ચર્યાનો આરંભ કરો. ( હિ )

પે૦ મુનિ—( સાવધ થઇ ) શું શૂરશિરોમણિ ! તેં વાઘ વાઘણ ઉભયનો અંત સ્વલ્પ સમયમાં આણી દીધો ! વાહ ધન્ય છે ! ધન્ય છે ! ( ણિ )

સંવરણ—મારા જોવામાં તો એકલો વ્યાઘ્ર આવ્યો તેનેજ મે માર્યો.

બી૦ મુનિ—( સકોપ ) અહો ! વાઘને મારવામા તે શુ પરાક્રમ કરવાનું હતું ? એને તો અમે આ અમારી જ્યેષ્ઠિકાથી પણ પૂરો કરી નાખત; પરતુ જે વિકાળતા રહેલી છે તે વાઘણમાજ છે. ( તિ )

---

પરાજિત ન કરે; એ બધુ એમ થાય, તથાપિ ત્યાંથી ( શત્રુ ઉપરથી ) સંવરણનું શર કાર્ય કર્યા વિના પાછું આવે નહિ, અર્થાત્ શત્રુ વગેરેના કરતાં પણ સંવરણના બાણમા અધિક શક્તિ છે. સભાવના અલંકાર.

( હિ ) તે તો શરસંધારણ થતાંમાંજ ઈ૦—અતિશયોક્તિ અલંકાર ૨૨ શ્લોક—દોહરો. જ્યા-ધનુષ્યની પણછ.

( હિ ) મહાશયો ઈ૦—અહીં વ્યાઘ્ર હણાવારૂપ થઈ ગયેલા કાર્યનું કથન કર્યું છે, માટે ઉત્કીર્ત્તન નામે નાટ્યાલંકાર.

( ણિ ) શું ઇ૦—અહીં વ્યાઘ્ર હણવાથી મુનિઓનો આનંદ વર્ણાયો છે, માટે પ્રહર્ષ નામે નાટ્યાલંકાર

( તિ ) અહો ઇ૦—અહીં વાઘણ ન મરાયા રૂપ દોષારોપ કરીને મુનિએ સંવરણની નિંદા કરી છે માટે પરીવાદ નામે નાટ્યાલંકાર

સંવરણ—મહાનુભાવ ! તે વાઘણ મારા જોવામાં આવી નથી; પરંતુ આપ સ્થિર થાવ; હું તેનો નાશ કરી સ્વલ્પ કાળમાં અહીં આવું છું. ( ધ્રિ )

ત્રી૦ મુનિ—હવે અમને એકલા મૂકી ક્યાં જાય તે ? શું હવે અમારે થોડા સારૂ તેને શાપ દેવો કે ? ( દિ )

સંવરણ—આર્ય સુરથ ! આ સર્વ ઋષીશ્વરોનું તમે અહીં રહી રક્ષણ કરો. હું તે દુષ્ટાને વિડારી વેલો વળી આવું છું. પર્વત પર રથને ચઢવાનો માર્ગ પણ નથી. ( ધિ )

સુરથ—જેવી દેવશ્રીની ઇચ્છા. પણ સેવકને સેવા કરવા સાથે લીધો હોત તો ઠીક !

સંવરણ— ના ના, તેમ કરવાની કંઇ જરૂર નથી. તમે આ સર્વ મુનિઓ સહ જલસ્થાન પર બેસો અને આપણું સૈન આવે તેને પણ ત્યાં નિવૃત્ત કરો. આ હું આવ્યો ! ( એમ કહી ધનુષ્ય બાણ લઇ રાજા જાય છે અને પછી રથ તથા મુનિઓ પણ જાય છે ). ( નિ )

( પર્વત પર વાઘને શોધતી વાઘણ આવે છે અને તે રાજાને નીડરપણે ઉપર ચઢી આવતો જોઇ ભય પામી પાછી ભાગી જાય છે ).

સંવરણ—અરે શું વાઘણ પાછી નાશી ગઇ ? આ કંઇ કત્રિમપણું કે માયા તો નથી ? જો એમ ન હોય તો માનવને જોઇ એ પાછી નાસે કેમ ? અરે હાં, ઠીક સ્મરણ થઇ આવ્યું. ( પિ )

---

( ધ્રિ ) વાઘણને મારવા રૂપ કાર્ય કરવાની પ્રતિજ્ઞા કરી છે માટે અધ્યવસાય નામે નાટ્યાલંકાર.

( દિ ) તપતીનો મેળાપ એકલા રાજાને કરાવી આપવો છે માટે તેને સારથી તથા રથથી છૂટો પાડવાની આ યુક્તિ નાટકકારે કરી છે.

( ધિ ) દુષ્ટને—દુષ્ટ વાઘણને. વળી આવું છું—પાછો વળી આવું છું.

( નિ ) નિવૃત્ત કરો—અર્થાત્ ત્યાંજ થોભાવી રાખો.

( પિ ) 'આ કંઈ કત્રિમપણું કે માયા તો નથી ?' આ વાક્યથી, 'એ માયા છે' એમ જે આગળ જણાવશે, તેનું સૂક્ષ્મ ઉદ્દ્બોધન કર્યું છે. 'એ માયા છે' એ વાતનું, વાઘના નાસવાનું કથન કરીને સમર્થન કર્યું છે માટે કાવ્યલિંગ અલંકાર. વળી વાઘણના નાસવાથી તે માયા કે કત્રિમપણું છે 'એવા તર્ક કર્યો છે માટે તુલ્યતર્ક નામે નાટ્યલક્ષણ પણ વર્ણાયું છે.

શ્લોક.

નથી વાઘણી હું તને શૂનોં જાણું,
અરે જાય ક્યાં આ ભર્યું ગ્રાસ ભાણું ?
ઉભી રે' ઉભી રે' તદા તો પ્રમાણું,
ભને નાર્શી જા બાણુ છે ના અજાણ્યું ! ૨૩

( એમ કહેતો કહેતો તેની પાછળ દોડી જાય છે ).
( સેનના પદાતિ વાતો કરે છે )

**પ૦ પદાતિ**—ભાઈ સમરસિંહ, મહારાજાની આજ્ઞા સર્વ સાગ તોને જલાશય નિકટ રહ્યાની સતાં સેનાનીએ આમ કેમ કર્યું, તે કાંઇ સમજાતુ નથી ( ફિ )

**બી૦ પદાતિ**—" ખુશામત ખગેશને પણ વા'લી છે " માટે. ( વિ )

**ત્રી૦ પદાતિ**—ત્યારે શુ એ વાઘણને મોઢે આપણને નાખી ભખા થવા ધારે છે નહિ વારૂ ?

**ચો૦ પદાતિ**—એમ નહિ તો બીજુ શુ ? પણ અલ્યા એકાદો શિકારીએ આપણી સાથે નથી હો !

**પાં૦ પદાતિ**—અરે શિકારીની શી જરૂર છે, આપણે કયા કમી છીએ !

**છ૦ પદાતિ**—ભાઇ કમી ને પૂરા એ તો સર્વના જાણવામા છે. મગધ દેશની લડાઇને સમયે મડદાની નીચે ભરાઇ રહેનાર તમેજ કે બીજા કોઈ ? જેઠ તમારૂં મો જરા જોવા તો દ્યો !

**પાંચ૦ પદાતિ**—( ખડ્ગ ખેંચી ) અરે મૂર્ખ ! મુએલા માતંગ પાછળ તો તુજ ભરાઇ પેઠો હતો, અને બીજા માટે ગમે તેવો બનાવ કરે છે ? આ ખડ્ગથી તારા માથાના સહસ્ત્ર ટુકડા કરી નાખીશ, યાદ રાખજે.

**સાત૦ પદાતિ**—( પાયમાંને શાંત કરી ) ભાઇ ! આપણે સર્વ કેટલી યોગ્યતાના સામંતો છીએ તે સર્વ આપના જાણવામા છે પરંતુ રણછતનું

૨૩ શ્લોક—ભુજંગ પ્રયાત શુની—કુતરી
( ફિ ) પ્રવેશ છઠ્ઠો. પદાતિ—પાયદળના યોદ્ધા. સેનાની—સેનાપતિ
( વિ ) ખગેશને—વિષ્ણુને—પરમેશ્વરને

કહેવું સત્ય છે. વાઘને મારનાર તો શિકારીજ હોય છે અને બીજા તો જશ લેનાર, કહેવાતાજ આવ્યા છે. જો એકાદ શિકારી આપણી ભેગો હોત તો ઠીક પડત ખરૂં.

**આઠ૦ પદાતિ**—પણ મહારાજની સાથે કિયો શિકારી ગયો છે તેનો તો કાંઇ વિચાર કરો. મિથ્યા શું કાયરતા દર્શાવી રહ્યા છો?

**નવ૦ પદાતિ**—ભાઇ આ નરેશ્વર આપણને મહારાજની યોગ્યતાવાળા કરે છે; તે પદ સ્વીકારી લ્યો નીકર જતું રહેશે. ( એવે સેનાપતિ વસંતક સહ પ્રવેશ કરે છે અને તેથી સર્વ સાવધ થઇ ઉભા રહે છે ) ( મિ )

**સેનાની**—અહો શૂરવીર સામંતો! યદ્યપિ વકરાયલી વાઘણ રાજજીના શરનો ભોગ થઇ પડી નથી; તેમ તે તેમનું ધારેલું નિશાન હોવાથી અન્ય જનોએ વીંધી શકાતું નથી, માટે તમે સર્વ સાવધપણે જોજો કે આ માર્ગે થઇ તે નાશી જાય નહિ. અને જો કદી તેમ થએ તો—

શ્લોક.

વાઘણી વક્ર જો જાય આ પાસથી,
નાગણી સીધી આ શિર છેદે;
વા ઘણી શોધ સંભાળ જો ધારશો,
ના ગણી જાય મોટાઇ વેદે,
પા ઘડી ચૂક જો કાર્યમાં ના પડે,
પાઘડી અન્યને રાય શે દે?
આશરો સર્વનો રાખીને હું વળુ,
આ શરો ભૂલતાં અંગ ભેદે. ૨૪

---

( મિ ) નરેશ્વર—એ નામનો પદાતિ અથવા ઉત્તમ પુરૂષ અથવા ક્ષત્રિય.

૨૪ શ્લોક—ઝૂલણા છંદ. સીધી નાગણી—સીધી તરવાર—પટ્ટિશ. વા ઘણી ઇ૦—અથવા જો ઘણી શોધ અને સંભાળ ધારશો તો તમારી મોટાઈ વેદથી પણ ગણી શકાય નહીં એટલી બધી વધશે. પા ઇ૦—જો તમારા કાર્યમાં એક પા ઘડી વાર પણ ચૂક ન પડે તો પછી રાજા પાઘડી ( સિરપાવ ) બીજાને શું કરવા આપે?—અર્થાત્ તમનેજ તે સિરપાવ મળશે આશરો ઇ૦—હું તમારા સૌનો આશરો રાખીને—તમારે આશરે કામની સુપરત કરીને વળું

આર્ય સમરસિંહ ! આટલું કહ્યા સતાં પણ તમને આ કાર્યની સુંપરત કરૂંછું; અને વિશેષમાં આ વસંતકને તમારી કને મૂકી જાઉંછું. જો જો એ નૃપપ્રિયને કંઇ હરકત ન પડે. કેમ વસંતક ! અહીં ઠીક ન પડે તો ચાલો મારી સાથે.

**વસંતક**—હજી તમે ગયા નથી ? જાવ ભાઇ જાવ; મારો તો અધડાપને અડદાળો નીકળી ગયો છે. બળી આ શિકાર અને મુઆ આ મુનિઓ. એમને તે કેટલા કાળ કાઢવા હતા કે મારા જેવા મહાનુભાવને મોદક સાથે અંતર પાડવા બેઠા છે ? વાઘણ કેમ વાઘની પેઠે વે'લી મરી જતી નથી ! જાવ જાવ તેને જઇ પૂરી કરી આવો. ( મિ )

**સેનાની**—મહારાજ મોદક મારવાના નથી ! તમેજ જરા ઉતાવળે એટલું કામ કરી આવોને ! ( એવે વાઘણનો આર્તનાદ સંભળાય છે તેથી સેનાની તે તરફ દોડી જાય છે; બીજા જેમ તેમ સાવધ થઇ ઉભા રહે છે; અને વસંતક અતિ કંપ સાથે જડ બની જાય છે, તેને સાવધ કરી, )

**સમરસિંહ**—આર્ય વસંતક ! સાવધ સાવધ. ભયગ્રસ્તને એ જાનવર પહેલું હણે છે.

**વસંતક**—( સાવધ થઇ આમ તેમ જોઇ ) ઓ ભાઇઓ ! મને પેલા ઝાડ પર ચઢાવી દઇ તમે નીચે ના ઉભા રો' ? પરમેશ્વર તમારૂં કલ્યાણ કરશે; અને હું તમારો ગુણ કોઇ દહાડો નહિ વીસારૂં હો ! રાજાને સમજાવી હું કહીશ, કે વાઘણ તમે બધાએજ મારી. નક્કી મારાથી જે તમારૂં સારૂં થશે તે કરીશ પણ મને ઉતાવળે ઝાડ પર ચઢાવી દ્યો; નીકર મારો જીવ જશે !

**સમરસિંહ**—ભાઇઓ ! આ પાસેજ ઝાડ છે માટે ત્યાં જઇ ઉભા રહીએ એટલે ઉભય અર્થમાં બાધ આવશે નહિ. અને જો એમ નહિ કરીએ તો આ બ્રાહ્મણનો જીવ જરૂર જતો રહેશે.

---

છું—બીજી જગોએ જાઉં છું; પણ જો તમે તમને સોંપેલા કામમાં ભૂલ કરશો તો આ મારાં શરો ( તીરો ) તમારાં અંગને ભેદશે—તમને હું તીરથી મારીશ.

( મિ ) બળી આ શિકાર—શિકાર શબ્દ હમણા પુલ્લિંગે વપરાય છે એમ છતાં 'મૃગયા' શબ્દ ઉપર ધ્યાન રાખીને તેને સ્ત્રીલિંગે વાપર્યો હોય એમ લાગે છે.

સર્વ—હા એમ કરો એમ કરો અહીં અને તહીં ઉભાં રહેવું એ આપણે તો એક સરખુ જ છે તો ભલે પરમાર્થ શા કાજે ન કરી લેવો ?

વસતક—તમો સર્વનું કલ્યાણ થશે ! મહારાજ ! ભલે તમેજ મને જીવતદાન આપ્યું ! ( સર્વે ઝાડ ભણી જાય છે )

( તપતી પોતાની બે સહચરિયો સહ પ્રવેશ કરે છે )

તપતી—અલિ તરલિકા ! જેને કાજે આપ્તજનને અતિશ્રમિત કર્યા તેનુ ગાત્ર દર્શન કરી આવ્યાં જઇએ જો જો એમાથી એકે જણી કઇ બોલી બેસશો નહિ અહા સખી ! એનો પ્રભાવ એ પ્રેમસાગરને મર્યાદા મૂકાવવાનુ કરે છે ( વિ )

તમાલિકા—સખી ત્રિવેણી અને આપણો બટુક ત્રિશિરા કે'છે કે ' હુ શપથપૂર્વક કહુ છુ કે આવા પ્રતાપીને માયા કરી છળવા કયારેય પણ જનાર નથી.' બેની ! એ તો પરમેશ્વરેજ લાજ રાખી નીકર બધુંય પોગળ ઉઘાડુ પડી જાત ! ( રિ )

તરલિકા—અલિ શાથી ? એ વાત તો પિતા સૂર્ય દેવનાય જાણ્યામા નથી, તો શી રીતે પોગળ ઉઘાડું પડત ? ( લિ )

તમાલિકા—અરે સવરણનુ શર ત્રિશિરાને વાગ્યુ, તે વખત જો તેણે સત્વર સ્વદેહ ધારણ ન કરી લીધો હોત તો તેનું આવીજ બન્યું 'તુ, અને ત્રિવેણી તો જ્યાં રાજાએ તેની પૂઠ લીધી કે મરણ જેવો આર્તનાદ કરી નાશી છૂટી, જો તેનુ શર કોઇને લાગ્યુ હોત અને આ સખી તપતીએ સર્વ કર્યું છે એમ જણાયુ હોત, તો હસવાનુ ખસવુ થઇ જાત !

---

( વિ ) પ્રવેશ સાતમો સહચરી—સખી આપ્તજનને—વહાલાને એનો પ્રભાવ—એના દર્શનનો પ્રભાવ

( રિ ) અહીંથી વાઘ અને વાઘણ કોણ હતા, એ ભેદ ખુલ્લો કરે છે સ વરણને એ જગ્રે એ લાવવાને તપતીએ પોતાના બટુક ત્રિશિરાને વાઘનુ અને ત્રિવેણીને વાઘણનુ રૂપ ધારણ કરાવી તપોવનમા ભય ઉપજાવ્યો હતો, એમ આ સભાષણ વાચતા જણાઇ આવશે શપથ—સોગદ માયા કરી—કપટ રૂપ ધારણ કરી

( લિ ) સૂર્યની પુત્રી તપતી છે એ વાત તથા તપતીનો પ્રેમ સ વરણ પ્રતિ છે, એ વાત આ ભાષણ દ્વારા કવિએ જણાવી છે

**તરલિકા**—હા હા, એ તો ખરૂં પણ ગાલવ ઋષિ તપોવનમાં નહોતા તેથીજ સખી તપતીની ધારણા બર આવી. બાકી તે તો ત્રિકાળદર્શિ છે હો.

**તપતી**—પણ સખી ! આ તપતીએ ચાર કાળનું જ્ઞાન ધરાવે તેવી છે તો. પેસ જાય એવો દા ન નાખીએ, ત્યારે દા નાખ્યો શા કામનો ? ( એવામાં કોઇ આવતું હોય એવો પડઘા સંભળાય છે. )

**તમાલિકા**—( ઉંચી થઇ જોઇ તપતીનો હાથ દબાવી. ) સખી તારા મનનો માન્યો આવ્યો માટે સાવધ થા. ( ત્રણ જણિયો સાવધ થઇ સ્થિર ઉભી રહે છે અને ક્ષુધાતૃષાથી પીડાયલો રાજા પ્રવેશ કરે છે. ) ( વિ )

**સંવરણ**—(સખેદ) અરે શું ? આટલી બધી શોધ કર્યા સતાં વાઘણ કે વાઘ ઘવાયલાં કે મૂએલાં નજર સળી આવ્યાં ? જરૂર કોઇ ગામાવીની માયા હશે. અરે સેનાની કે સૈન્ય આટલામાં કંઇ જણાતા નથી. ક્ષુધાતૃષા એ પ્રાણી માત્રને કેવી પીડા પમાડનારી છે ! ચાલ્ય આગળ જઇ કોઇ પર્વતના ઝરામાંથી પાણી તો પી લેઉં. ( કાન દઇ ) આઘે અશ્વના ખુંખારા સંભળાય છે. માટે હવે તે મને ઉતાવળે આવી મળશે. ( એમ બોલતો બોલતો પર્વતના ભણી જાય છે અને ઉંચું જોવાથી ત્રણ દિવ્ય સ્ત્રીઓને ઊભી રહેલી જોઇ પાછે પગે થોડે સુધી પાછો હઠે છે અને નીચું જોઇ વિચાર કરે છે ).

**તરલિકા**—( તપતીનો ખભો દબાવી પોતાનો હાથ લાંબો કરી આશ્ચર્યયુક્ત થયેલા રાજાને બતાવે છે. )

**તપતી**—(તરલિકાના હાથની આંગળી દબાવી પોતાની આંગળી પોતાની નાસિકાને અડકાડી તેને શાંત થવા સૂચવે છે. ) ( શિ )

**સંવરણ**—( વિચાર કરતો કરતો પાછે પગે છેક બાજુ પર હઠી જઇ સઆશ્ચર્ય ) અરે, આ કોણ હશે ? જો હું એમને કંઇ પૂછું તો મારૂં જોવાનું સુખ પણ જતું રહે. જે મધ્યે ઉભી રહી છે તે તો જરૂર મુગ્ધા રૂપ ધારી મહાલક્ષ્મી હોવી જોઇએ. (આજુ બાજુ ઉભેલીને નિહાળી જોઈ) આ તો એની સહચરિયોજ છે. અહા શું એનું સ્વરૂપ છે ! ( વિ )

---

( વિ ) મનનો માન્યો—મનમાં જેની અભિલાષા છે તે સંવરણ.

( શિ ) અહીં તપતીનો આંગિક અભિનય વર્ણાયો છે, તથા નાયકને જોવાથી, એ ચેષ્ટા થએલી છે, માટે વિલાસ નામે નાયિકાનો સ્વાભાવિક અલંકાર વર્ણાયો છે.

( વિ ) જો હું એમને કંઇ પૂછું—ઇત્યાદિ વાક્યથી સંવરણના અનુરાગ

શ્લોક.

જાણે સર્વાંશ તેજે તપન ઉતરીને, ભૂમિ મધ્યે શુ આવ્યો,
જાણે કાન્તિસ્વરૂપે કુમુદપતિ અહીં, ભાવથી આવી ભાવ્યો,
જાણે સોનાતણા આ દ્રય વગ નગમાં, જ્યોતિ હીરાની રાજે,
જાણે નિંદા કરુ હુ જગતજુવતીની, લક્ષધા લક્ષ્મી લાજે ૨૫

અપિચ—

શ્લોક.

નેત્રો બે લલચાય દોષ કયમ દઉ, દીઠી ન મીઠી ગમી,
અંગો સૌ સ્થિર થાય તેહ જડ છે, કે'વુ ન એવુ ભમી,
જો કે માનસ માત્ર ગાત્ર વિચરે, એ ગુણ ગૌરી ગણુ,
બ્રહ્માએ નિરખી નથી નવલ આ, તો ભૂલ્ય કોની ભણુ ? ૨૬

---

બીજાનો નિક્ષેપ કર્યો છે જે મધ્ય ઈ૦—આ વાક્યથી સવરણનો દર્શન અનુરાગ વર્ણાયો છે

૨૫ શ્લોક—સ્રગ્ધરા જાણે ઈ૦—જાણે કે સૂર્ય પોતાના સર્વાંશ તેજે (સઘળા તેજ સાથે) ઊતરીને પૃથ્વી ઉપર ન આવ્યો હોય ! આ વાક્યથી તપતીનુ દૈવી તેજસ્વી સ્વરૂપ વર્ણ્યુ છે તથા તેમાના 'તપન' શબ્દ વડે તેની ઉત્પત્તિ સૂર્યથી છે, એમ ધ્વનિત કર્યું છે તપતીનુ આહ્લાદકપણુ વર્ણે છે જાણે ઈ૦—જાણે તેના કાન્તિના સ્વરૂપથી (મિષથી) અહીં કુમુદપતિ (ચંદ્ર) ભાવથી આવીને સૌને ભાવ્યો (પ્રીતિકર લાગ્યો) હોય નહીં ! બે સખીઓની વચ્ચે ઉભેલી તપતીને વર્ણે છે જાણે ઈ૦—જાણે આ બે સખીઓ રૂપી બે સોનાના ઉત્તમ પર્વતોમા તપતી એ હીરાની જ્યોતિ હોય તેવી શોભે છે ! તપતીનું સર્વોત્તમ રૂપ વર્ણે છે જાણે ઇ૦—જાણે હુ આ સ્ત્રીને જોઇને જગત પરની તમામ જુવતીઓના રૂપની તો નિંદા જ કરુ છુ એટલુ જ નહીં પણ એના રૂપથી લક્ષ્મી પણ લક્ષધા લાજે એમ છે તપન, ચંદ્ર અને હીરા રૂપે તપતીની સંભાવના કરી છે માટે ઉત્પ્રેક્ષા અલંકાર

૨૬ શ્લોક—શાર્દૂલવિક્રીડિત સવરણ તપતીને જોઈને કહે છે કે કોઇ દહાડો નહીં દીઠેલી એવી આ મીઠી (તપતી) તે મને ગમી છે, તો તેને જોવાને એ બે નેત્ર લલચાય એમા તેમને હુ દોષ શી રીતે દેઉ ? અથવા એને વિષે મે મીઠી (મીટ—નિમેષોન્મેષ) દીઠી નહીં, એવી એ મને ગમી છે આવો અર્થ કરીએ તો 'તપતીએ દેવજાતિની સ્ત્રી છે' એવો ધ્વનિ ઉત્પન્ન થાય છે, અથવા મારા નેત્રમા મીઠી (મીટ—નિમેષોન્મેષ) મને ગમતી નથી-

તપતી—( નિઃશ્વાસ નાખી પ્રથમ છાતીએ અને પછી કપાળે હાથ અડકાડી તેને છતો કરી તરલિકાના કાનમા કંઇ કહે છે, તે રાજાના જોનામાં કિંચિતપણે આવ્યાથી કને જઇ આ પ્રમાણે કહે છે):-( સિ )

સંવરણ—

શ્લોક.

નમણી રમણી રામા, દમણી દુખની દયા દિલે ધારે;
જમણી નયણ નમાની, રામણી ગે યા વિચારી શુ વારે ? ૨૭

---

તેને જોઈને મારી દૃષ્ટિ એનામાં સ્થિર થઇ ગઈછે. 'પ્રલય' નામે સાત્વિક ભાવ. અંગો ઇ૦—વળી એને જોઇને મારા સૌ અંગ સ્થિર ( જડ રૂપ ) થઈ જાય છે તો તે અંગોને મારે ભ્રમીને ( ભ્રાંતિ આણીને ) જડ કહેવાં પણ ઘટિત નથી. જડતા નામે સાત્વિક ભાવ. જો કે ઇ૦—જો કે માનસ માત્ર ( પ્રત્યેક માણસનુ મન ) ગાત્ર ( સુંદર ગાત્ર ) મા વિચરે છે પરતુ મારા જેવાનુ મન પણ આ તપતીના ગાત્ર ઉપર વિચરે છે, તો એ ગુણ હુ આ ગૌરી ( સ્રી-તપતી ) નોજ ગણું છું. અથવા જો કે મારા ગાત્રમા મારૂ માનસ ( મન ) મન માત્ર વિચરે છે-ઉત્કંઠા ધરીને ચંચળ થઇ જાય છે, અથવા મારા ગાત્રની વિચ ( વચ્ચે ) માનસ માત્ર રે' ( રહેછે )—બીજી બધી ઇંદ્રિઓની શક્તિ વિરામ પામી ગઇ છે, એ ગુણ એ ગૌરી ( સ્રી ) નો છે એમ હું ગણુ ( છું ) માનુ છુ સ્તંભ નામે સાત્વિક ભાવ આ સ્રીનાં નેત્રને લલચાવવા રૂપ, અંગને સ્થિર કરવારૂપ, તથા ઇંદ્રિઓની ચેષ્ટાઓને બંધ કરવા રૂપ જે ગુણો છે તેને દોષ કલ્પીને તેના કર્તાની ભૂલ વર્ણવવા યત્ન કરે છે. બ્રહ્માએ ઇ૦—આ નવ્ય ( નવીન ) સ્રી બ્રહ્માએ નિર્મેલી નથી તો પછી હું કોની ભૂલ કહું ? બ્રહ્માએ નિર્મેલી સ્રીઓ કરતા આનામા વિલક્ષણતા એ છે કે એ નેત્રની પલક નથી મારતી અને બીજાને પણ એવા કરી દે છે, એ પોતે સ્થિર ઉભી છે અને બીજાને પણ સ્થિર કરી દેછે, તથા એ પોતે ચેષ્ટા રહિત જણાય છે, અને બીજાને પણ નિશ્ચેષ્ટ કરી દેછે !

( સિ ) અહીં કવિએ આંગિક અભિનય વર્ણ્યો છે ' રાજાને જોઇને તપતીના હૃદયમા વિકાર થઇ આવવાથી તથા પોતે પરતંત્ર હોવાથી એ પુરૂષ પોતાને તત્કાળ પ્રાપ્ત થવાનો નથી તેથી ઉદ્વેગ ઉત્પન્ન થયો તે આ અભિનયનથી બતાવ્યો છે હૃદયને આશ્વાસિત કરવાને છાતીએ હાથ અડકાડ્યો છે, તથા પુરૂષને મળી શકતુ નથી માટે કપાળે હાથ અડકાડ્યો છે તથા છતો હાથ કરીને નિરાશા સૂચવી છે.

૨૭ શ્લોક—નમણી નમણી ઇ૦—હે નમણી ( નમેલી—નીચુ જોઇ ઉભેલી )

તપતી—( કંઇ પણ બોલ્યા ચાલ્યા વગર નીચું જુએ છે ).

સંવરણ—

શ્લોક.

રંભા જંઘા સમ સુખધામા, હાસ્ય શુચિ વતી પ્રશ્ન હું કરૂં,
તું છે કોણજ પુત્રી કોની, કયમ અહીં રહીં વનમાં તું ફરૂં;
આભૂષણભૂષણ તું ભામિની, આ વેરાન વિષે ન ડરૂં,
લલિત સુલલના શશિવદની વદ, કારમું કષ્ટ તથાપિ હરૂં. ૨૮

( એમ વખાણ કરતો કરતો છેક કને જઇ પહોચે છે, એવે ચપળાની પેઠે ચપળતાથી ત્રણે જણિયો આકાશમાં અલોપ થઇ જાય છે, તે જોઇ રાજા વિસ્મય પામે છે, અને આકાશ ભણી આમ તેમ જોઇ આ પ્રમાણે ખેદ દર્શાવે છેઃ—

શ્લોક.

ગઇ ગઇ ગુણવંતી ગમતી, નમતી નમતી નવી યુવાવાળી;
અહીં નથીં તહીં નથીં તરૂણી, કહીં નથીં તવ તું કહીં ગઈ બાળી ? ૨૯

( આ શ્લોક વારંવાર બોલતો ઉન્મત્ત થઇ પરિક્રમણ કરતો અને આખરે અતિ વિલાપ કરી ચેષ્ટા રહિત થયેલો તે દેખાય છે ).

પ્રથમાંક સમાપ્ત.

---

રમણી ( મનને આનંદ આપનારી ) તથા દુઃખની દમણી ( દુઃખને દમન કરનાર—દુઃખ દારિણી ) રામા ! તું દિલમાં દયા ધાર, તું તારી જમણી નયણ ( આંખ ) ને નમાવીને શરમણી ( શરમાયથી ) શે થા ( થાયછે ? ) તથા વિચારીને ( તારા હૃદયને ) તું વારે છે શું ( કરવા ) ? મતલબ કે મને મળ.

૨૮ શ્લોક—એકત્રીશ માત્રાના સવૈયા. રંભા ઇ૦—રંભા ( કેળ ) જેની જંઘા સમ છે એવી હે સુખધામા સ્ત્રી ! હે શુચિ ( નિર્મળ ) હાસ્યવતી ! આભૂષણ ઇ૦-આભૂષણ ( અલંકાર ) ની પણ ભૂષણ રૂપ એવી હે સ્ત્રી ! લલિત—સુંદર.

## અંક ૨ જો.

( રાજમાતા સુદિવ્યા બેઠાં છે અને દેવી સુલોચનાદિ નમન કરી પ્રવેશ કરે છે ).

**સુદિવ્યા**—( નમન કરી બેઠેલી દેવીને સખેદ ) વત્સા ! તું કંઇ મારા સંવરણ સંબંધી જાણે છે બા ! મુઓ કાળજીભો ક્યાંથીએ સમાચાર લાવ્યો કે વાઘણ પાછળ પડેલા દેવ મહા શોધ કરતાં સતાં કંઇ પણ જણાતા નથી. હાય પ્રભુ ! મુજ અપંગનું જ્યેષ્ટિકા રૂપ ધન સંતાડી તું મને વિલપાવીશ ગા ! રે દૈવ ! દીવા પાછળ અંધારૂં અત્યારથી દેખાડવા લાગ્યો કે શું ( દ્વારપાલિકાને ) જોને અલી, સચિવને બોલાવ્યા સતાં તે હજુ સુધી કેમ આવ્યો નહીં ? ( દ્વારપાલિકા જાય છે ). ( અ )

**સુલોચના**—( સઅશ્રુ ) માડી ! હું એ વિષે કંઇ પણ જાણતી નથી. માતા ! મજ અભાગણીના ભાગ્યમાં તે આવી વાત જાણવાની ક્યાંથી લખી હોય ? ( આ )

**સુદિવ્યા**—હવે દેખાડો કરવો રહેવા દઇ છાનાં રયો. આપણને જરાક રૂદન કરતાં કોઇ જોશે તો આપણા રણવાસમાં કાંઇનું કાંઇ થઇ જશે. ( એવે કંચુકી સહ સચિવ પ્રવેશ કરે છે. ( ઇ )

**સુષેણ**—( નમન કરી નીચે બેસી ) આ સેવક સરખું કાંઇ કાર્ય સત્વર કહેશો.

---

( અ ) પ્ર. ૧ લો. વત્સા—દીકરાની વહુનું સંબોધન. કાળજીભો—કાળ સમાન જીભવાળો. દીવા પાછળ અંધારૂ—અર્થાત્ અત્યારથીજ સચિવ મારી આજ્ઞા માનતો નથી !

( આ ) સઅશ્રુ—આંખમાં આંસુ આણીને. મજ ઇ૦—હું રાજાની પ્રીતિ પાત્ર નથી તેથી મને તેમના સમાચાર કોણ કહે ? બીજી રીતે અર્થ લઇએ તો, આવી ( રાજા ન જડવારૂપી ) વાત સાંભળવાની મારા ભાગ્યમાં ક્યાંથી લખી હોય ? અર્થાત્ એવી અનિષ્ટ વાત સાંભળવાનું મારૂં ભાગ્ય નથી. હું તો સદ્-વાર્તાજ સાંભળવાને યોગ્ય છું; પણ તમે રાજાને બીજી સ્ત્રી કરાવવા તત્પર થયાં છો, તે એવી વાત સાંભળવાની તમારાજ ભાગ્યમાં લખી હોય !

( ઇ ) દેખાડો ઇ૦—મને બતાવવાને-તું માત્ર ઉપર ઉપરનું રડે છે; નહીં તો મારા જેટલી લાગણી તને શાની હોય ?

**સુદિવ્યા**—રે સુષેણ ! બીજું શું કહેવાનું છે ? પણ કોઇ જાણતું હોય તો કહી નાખો કે "મજ રાંકડીનું રતન" ક્યાં ખોવાયું બા ! અરે પ્રભુ ! અકરમીને તે ઉનાં જમણ ક્યાંથી છાજે ?

**સુષેણ**—( નમન કરી ) માજી ! ધૈર્ય ધરો. હું કુળપતિને શિર રાજ્યભાર મૂકી આપની પાસે આવ્યો છું. ચિંતા કરશો નહીં. બાહેર રથ તૈયાર છે, તેમાં બેશી સપ્તમા પાતાળ સુધી દેવશ્રીની શોધ કરી શુભ સમાચાર સત્વર લાવીશ. એ વગર કાંઇ અન્ય આજ્ઞા ? ( ઈ )

**સુદિવ્યા**—ના ભાઇ ના; બીજું કાંઇએ કહેવાનું નથી; તમારો માર્ગ સુખરૂપ થાવ. ( ઉ )

**સુષેણ**—( નમન કરી ) આપનો આશિર્વાદ સર્વેશ્વર સફળ કરો. કિન્તુ માજી ચૌદ વિદ્યા જાણનાર આગળ ચાર જાણનારની વિનંતિ કે,—( ક )

શ્લોક.

નિરમ્યું વિધિનું થાયે, યત્ન બળેથી ન કાંઇ બદલાયે;
એવું સમજી સાંત્વન, કરજો દરજો પીડા ન સમજાયે.　　　૧

**સુદિવ્યા**—( સઅશ્રુ ) એ વિષે તમે કાંઇ પણ ચિંતા કરશો નહિ. જાવ શુભ સમાચાર લઇ વે'લા વળી આવો. ( કંચુકી ભણી આંગળી કરી ) આ તો અહીં રે'શેની ?

**કંચુકી**—( નમન કરી ) ના માજી ! હું પણ એમની સાથેજ જનાર છું. ( માતાજી તથા દેવીને નમન કરી બંને જણ જાય છે. )

---

( ઈ ) કુળપતિ—વસિષ્ઠ. આ વાક્યથી કવિએ બતાવ્યું છે કે પ્રધાનની ગેરહાજરીમાં રાજ્યનો બંદોબસ્ત કોણ રાખશે, એ પ્રશ્ન ઉઠાવવા જેવો નથી.

( ઉ ) આશિષ્ નામે નાટ્યાલંકાર

( ક ) ચૌદ વિદ્યા જાણનાર—સર્વજ્ઞ. ચાર વિદ્યા જાણનાર—તેનાથી અલ્પજ્ઞ. અર્થાત્ તમો તો સઘળું જાણો છો તોપણ મારી અલ્પ બુદ્ધિ પ્રમાણે સૂચના કરું છું.

૧ શ્લો૦—ગીતિ બદલાયે—( વિધિનું નિરમ્યું ) સાંત્વન કરજો—પરિજનનું. દરજો—પરિજનની પીડા. ન સમજાયે—કે જેથી અમો બન્ને રાજ્યમાં નથી એમ હોઇને સમજાય નહીં

**સુદિવ્યા**—( રડતી સુલોચનાને ) વત્સા સુલોચના ! વજ્રથી પણ હું મને કઠણ કરવાનું શીખો જો આપણને રડતા જુવે તો બધો પરિજન રડવા મંડી પડે, અને તેમ થતું જોઇ આખું નગર રડારોળ કરી મૂકે તું ક-દાચ કે તેથી આપણે શું ? તો જો સાભળ્ય ( ધીમેથી ) તેની શોક વાર્તા નગર બારચ ઝટ જતી રે', અને કોઇ દૈ દુસ્મન ચઢી આવે માટે આપણે તો કાંઇ જાણતા નથી એમજ જણાવવું જોઇએ. ( એવે આ પ્રમાણે કહેતો એક બ્રાહ્મણ પ્રવેશ કરે છે — )

**ભૂદેવ**—માતાજી ! કુલપતિએ વિઘ્નનાશક ઇષ્ટિ કરવાનું કા'વી મો-કલ્યું છે, અને કહેવડાવ્યું છે કે પૂર્ણાહુતીના દર્શન કરવા માતાજી સહ દેવીને ઓનાવજો તે પરથી હું ઉભયને તેડવા આવ્યો છું. ( क )

**સુદિવ્યા**—( નમન કરી ) બહુ સારૂ વત્સા સુલોચના ! ચાલ્ય મારી સાથે ( આગળ બ્રાહ્મણ, પાછળ રાજમાતા અને તે પાછળ આંસુ લોતી નીચી નજરે સુલોચના અને પરિજન જાય છે. )

( એક પછી એક શ્રમથી પીડાતા પદાતિ અને તે પછી સેનાની પ્રવેશ કરે છે )

**રામસિંહ**—( નિશ્વાસ પૂર્વક ) અરે ભાઇ નૃસિંહ ! કોટાનકોટિ સેનમાથી અપયશના ભોગદારી તો આપણે સાથે આવનારજ ઠરવાના વિભુ ! નિમિત્તે પણ કાઇ નાનુ સનુ કહેવાય ? આપણ સર્વ સતાં મહારાજનો પત્તોજ ન લાગવો એ કેવા દુર્દૈવની નિશાની ! ( ख )

**નૃસિંહ**—હા ભાઇ હા, તારૂં કે'વું રજેરજ ખરૂં છે તેમ જંગલે જંગલ ભટકી આપણી જે દુર્દશા થઇ છે તે આપણેજ જાણીએ છિયે ગાઢા જંગલમા પેસવું, સૂતેના સિંહને જગાડવા, વાઘ વરૂની બોકડો તપા-સવી, વેરાન વનમા પાણી વગર પીડાવું, એટલું જ નહિ, પણ અન્નપાણીની આખડી લઇ ફરવું, સતા ધારેલા અર્થની સિદ્ધિ નહિ ! શિવ શિવ ! હવે તો જે થાય તે ખરૂ. ( પડઘા સાભળી સામે જોઇ ) ભાઇ રામસિંહ ! સમ

( क ) ઇષ્ટિ—નાનો યજ્ઞ ઉભયને—તમને અને દેવી સુલોચનાને

( ख ) પ્રવેસ રૂ લો પદાતિ—પગે આસનારી સેના સેનાની—સૈનાપતિ વિભુ—હે પ્રભુ ! નિમિત્ત—બહાનું

રસિંહ આદિક પૂર્વ દિશા તપાસી અહીં આવે છે. આહાહા ! શા ચીંથરે હાલ થઇ ગયેલા જણાય છે. ( આઠ દશ પદાતિ સાથે સમરસિંહ પ્રવેશ કરે છે ) .

**સમરસિંહ**—અરે ભાઇ નૃસિંહ ! નરવરનો પત્તો કંઇ પણ નથીજ લાગતો. તમે પણ નિરૂત્સાહજ જણાવ છો. ભાઇ ! અમારી સાથેના ચાર શિકારીઓ અને અમે બધા જે અથડાયા કૂટાયા છીએ તે અમારૂં મન જાણતું ભલું છે. પ્રભુ હવે તો યશ અપાવે તો ઘણું સારૂં. ( એટલું બોલતાં પગ લખલણી જવાથી બેસી જાય છે. ) (ऌ)

**રામસિંહ**—બાપુ ! હવે તો જે થવાનું હોય તે થાય પણ આપણામાં તો શોધ કરવાની શકિત રહી નથી. ( કેટલાક શિકારીઓ સહ સેનાપતિ પ્રવેશ કરે છે. અને તેને જોઇ મહા યત્ને સર્વ બેઠેલા ઉભા થાય છે. )

**સેનાપતિ**—શૂરવીર સામંતો ! મારા જેવાજ તમે પણ નિરાશ થયેલા લાગો છો. " ઇશ્વરેચ્છા બલીયસી " અથવા " દૈવના આગળ ડા'પણ શા કામનું. " (ॡ)

**સમરસિંહ**—આર્ય ! એમજ છે; નિરૂત્સાહ થવા જેવો પ્રસંગ ન સતાં તેમ કરવા વારો આવ્યો છે. (ए)

**સેનાપતિ**—એ વારો તો લવાયજ કેમ ? ભલે આ દેહ જેને અન્ને પુષ્ટ થયો છે તેને કાજે પડે તો પણ શું ? અરે નિરૂત્સાહતા એ તો કદી પણ આ કાર્યમાં સ્પર્શ કરનારીજ નથી. (ऐ)

**નૃસિંહ**—આર્ય ! અમે પણ આપના જેવીજ ઇચ્છા રાખીએ છીએ; પરંતુ યથાર્થ યત્ન કર્યા સતાં કાર્યની સફળતા નથી થતી તો પછે કેમ કરવું ?

---

(ऌ) નરવરનો—રાજાનો.

(ॡ) ઇશ્વરેચ્છા ઇ૦—ઇશ્વરની ઇચ્છા વધારે બળવાન છે.

(ए) આર્ય—સેનાપતિનું સૈનિકે કરેલું સંબોધન. નિરૂત્સાહ ઇ૦—અર્થાત્ રાજા કાંઇ વાઘણથી માર્યા જાય એવા નથી.

(ऐ) પુષ્ટ થયો છે—પોષણ પામ્યો છે. અરે ઇ૦—અર્થાત્ આ કામનું મહત્વ એવું છે, કે તેમાં ઉત્સાહ રહિત થવાય એમ છેજ નાહ.

સેનાપતિ—એમાં ડરવા જેવું કે કહેવા જેવું કાંઇ પણ નથી ઉત્સાહ એજ ધારેલી કાર્યસિદ્ધિનું વગર ખોડ્યું રત્ન છે કેમકે—

શ્લોક

ઉત્સાહે અખિલેશ શેષ સહ તે, લંકા સુધી જૈ ચડ્યા,
ઉત્સાહે કપિ યાતુધાન ઝીંક્યા, કાંઇ ન પાછા પડ્યા ;
ઉત્સાહે ગઇ લાવિયા જનકજા, અબ્ધિ અસુરે ભરી,
ઉત્સાહે નૃપ પામશું સુખેં યશું, ઉત્સાહ રાખો ધરી ૨

રામસિંહ—( નમન કરી ) આર્ય ! અમે આપનાજ અનુયાયી છીએ, અને દેવશ્રીની શોધમાં આ દેહ પડશે તો જન્મ્યું સફળ ગણીશું. ( ઓ )

સમરસિંહ—આ બનાવે પુરજનને કેવા કરી નાખ્યા હશે ! શિવ શિવ !

સેનાપતિ—શું મોકલેલો દૂત આપણને આવી મળ્યો નથી નહિ વારૂ ? ( એવે બે વનચર દોડતા દોડતા પ્રવેશ કરી આ પ્રમાણે કહે છે )

પહેલો વનચર—( નમન કરી ) મહારાજ આવ્યા આ પ ( ઔ )

સેનાપતિ—( સહર્ષ ) ક્યાંથી અને ક્યાં આવ્યા ? ( ક )

બીજો વનચર—રાજધાનીમાંથી અને મહેન્દ્રના મદન શિખર આગળ શોધ લાગવાથી તપાસ કરે છે ( ખ )

---

૨ શ્લોક—શાર્દૂલવિક્રીડિત અખિલેશ—સર્વના સ્વામી—રામચંદ્રજી શેષ—શેષનો અવતાર—લક્ષ્મણ. યાતુધાન ( યાતુધાનોને )—રાક્ષસોને જનકજા—જાનકી અબ્ધિ ઇ૦—અસુર ( દૈત્ય )વડે અબ્ધિ ( સમુદ્ર )ને ભરીને—દૈત્યોને સમુદ્રમાં નાખીને, અથવા અબ્ધિ અને અસુરે કરીને ભરી ( વીંટાયલી )

( ઓ ) અનુયાયી—પાછળ ચાલનારા

( ઔ ) 'મહારાજ આવ્યા આવ્યા, એટલા બોલવા ઉપરથી રાજા આવ્યા, એવો અર્થ પ્રથમ સમજાય છે પણ પછીથી 'હે મહારાજ ! પ્રધાનજી આવ્યા !' એમ જણાય છે માટે અહીં ચાલતા પ્રસંગ કરતાં કોઈ જૂદા અર્થમાં એ શબ્દનો ઉપયોગ થયેલો હોવાથી ગંડ નામે વીથીનું અંગ વર્ણ્યું છે શ્લેષ વાણીથી ઉત્તર પ્રત્યુત્તર કરી અર્થ કહેલો છે માટે પતાકાસ્થાન

( ક ) રાજા આવ્યા એમ જાણ્યું માટે 'સહર્ષ

( ખ ) રાજધાનીમાંથી આવ્યા, અને મહેન્દ્ર પર્વતના મદન શિખર આગળ આવ્યા, એમ સેનાપતિના બે પ્રશ્નના અનુક્રમે ઉત્તર છે

**સેનાપતિ**—( સકોપ ) રાજધાનીમાંથી અને શોધ લાગવાથી તપાસ કરે છે તે કોણ ?

**પહેલો વનચર**—મહારાજ ! પ્રધાનજી આવ્યા અને તેમને મહેન્દ્રના મદન શિખર ભણી રાજાજી ગયાના સમાચાર મળી આવ્યા તેથી તેઓ સાં તપાસ કરે છે એ વાત આપને કે'વા અમે આવ્યા છીએ.

**સેનાપતિ**—વારૂ ઠીક છે. જાવ, જઈ દેવશ્રીનો શોધ કરો. રામસિંહ ચાલો આપણે જઇ સચિવને સર્વ બનેલી બીના જણાવીએ. આપણે અત્યંત શોધ કર્યા છતાં દેવશ્રીના કંઇ પણ સમાચાર જાણવા હતભાગ્ય રહ્યા, અને પ્રધાનજીને આવતાં વાંતજ મુદ્દા પત્તા સાથે સ્થળ મળી આવ્યું ! મોટાનું ભાગ્ય મોટું હોય છે એ ખરેખરૂં છે. હવે તો ચાલો સત્વર જઇ તેમને મળવુંજ જોઇએ.

**સર્વ સામંતો**—હા હા વિલંબ કરવાનું કંઇ પણ કારણ નથી માટે ચાલો ચાલો. ( સર્વે જાય છે. )

( રથારૂઢ સારથિ સહ સચિવ પ્રવેશ કરે છે. )

**સુષેણ**—આર્ય સુમાલી ! અહીં પણ કંઈ દેવશ્રીનાં દર્શન થતાં નથી. વનચરના કે'વા પર વિશ્વાસ કરી આપણે જે તરફ સેનાપતિ શોધ કરી રહ્યા છે, સાં ગયા નહિ, અને આ પર્વતથી પેલો પર્વત એમ ઉલંઘતા ઉલ્લંઘતા તેણે બતાવેલે સ્થળે આવી પહોચ્યા. આથી તો સેનાપતિને મળ્યા હોત તો કેટ-કેટલીક વાત જાણવામાં આવત ખરી. ( ગ )

**સુમાલિ**—સૈન્ય આ તરફ શોધવા આવ્યું હોય એમ લાગતું નથી. હવે અશ્વ ઝાઝી વાર નભી પણ શકવાના નથી. અને ખીણો તથા ટેકરા એવા આવે છે કે ન પૂછો વાત ! (એવે સૈન્ય સહ સેનાપતિ પ્રવેશ કરે છે અને પ્રધાનજીને જોઇ ઉતાવળે કને આવી નમન કરી આ પ્રમાણે બોલે છે. )

**સેનાપતિ**—આર્યને વન્દન કરૂં છું. દેવશ્રીનો પત્તો કોઇ પણ પ્રકારે લાગતો નથી.

**સુષેણ**—વીરકેતુ ! તમારા સર્વના દેખાવ પરથીજ તમે એ માટે મહાશ્રમ લીધો હોય એમ લાગે છે. તમે પત્રમાં લખ્યું હતું તેજ પ્રમાણે બન્યું હતું, કે કંઇ વત્તું ઓછું મોઢેથી કે'વા જેવું છે ?

( ગ ) પ્ર. ૩ જો. સુમાલી—સુષેણ પ્રધાનનો સારથિ. વનચર—ભીલ.

સેનાપતિ—( નિશ્વાસ નાખી ) આર્ય કંઇ પણ વધુ ઓછું કે'વા જેવુ નથી આ હતભાગ્યમાં એવા લેખ લખાવ્યા હશે તે કોનાથી મિથ્યા કરી શકાય ! ( ધ )

સુષેણ—એમ સંતાપ કરવાનુ કઇ કારણ નથી. આર્ય સુમાલી! પેલા ઝાડ નીચે રથ લઇ જઇ ઘોડાઓને છોડી મૂકો. વનચરે આપણને જે નિશાની આપી છે તે સર્વ આ સ્થળે મળતી આવે છે, અને વીરકેતુ બીજા સ્થળ જોઇ વળ્યા ત્યાં પત્તો લાગ્યો નથી, માટે આ જગોએ પૂરેપૂરી ચોકશી કરવી જોઇએ. ( એમ કહી રથમાંથી ઉતરી પડે છે અને સારથિ રથ લઇ જાય છે. પછી મદન શિખરના ખાડા ટેકરા પર નૃપાળની શોધ માટે સેનાપતિ સહ વૃદ્ધ સતાં તરૂણ જેવું શૌર્ય બતાવી ચઢે ઉતરે છે. )

સેનાપતિ—આર્ય ! ભયગ્રસ્ત વાઘણને સતાવાનું અને તેની પાછળ દેવશ્રીને આવવાનુ આવુ રમણિક સ્થળ કિયે પ્રકારે હોય ? ( ઙ )

સુષેણ—વીરકેતુ ! એમ તો નજ હોય. પરંતુ શિકારના શ્રમથી શાંત થવા દેવશ્રી અહીં આવી ચઢ્યા હોય ! ( એવે બીજાઓ કરતા ઉંચી ટેકરી પર ચઢેલો રામસિંહ સર્વને આ પ્રમાણે ઉતાવળો ઉતાવળો હાકો મારી બોલાવે છે ) ( ચ )

રામસિંહ—અહો આર્યો ! આમ આવો આમ આવો મહારાજા અહીં મૂર્છિત થઇ પડેલા છે ( સર્વ ત્યાં ચઢી જાય છે અને રાજાને પડેલા જોઈ પ્રધાન કને જઇ જોઇ જળ વગેરે મંગાવી છાંટે છે, અને રાજા આખ ઉઘાડી જુએ છે તો પોતાના પ્રધાનાદિ નમન કરતા તેને જણાય છે, ને તેમને જોઇ સાવધ થઈ આ પ્રમાણે કે'છે ).

---

( ધ ) હતભાગ્યમા—નબળા નસીબમા.

( ઙ ) ભયગ્રસ્ત—ભયમા ડુબેલી અર્થાત્ આ સ્થળ તો અતિ રમણિક છે માટે અહીં વાઘણ હોવાનો સભવ નથી તેથી આપણે અહીં શોધ કરવાનુ કારણ નથી, એવો સેનાપતિના મનનો અભિપ્રાય છે.

( ચ ) સેનાપતિના તર્કનુ પ્રધાન બીજો હેતુ બતાવી ખડન કરે છે, પરંતુ ઇ૦

**સવરણ**—અહો કોણ આર્ય સુષેણ ! કોણ વીરકેતુ ! હુ વાઘણને મારવા તેની પાછળ પડ્યો, પણ તે અલોપ થઇ ગઈ અને મે—( એટલુ બોલી અટકી જાયછે અને આમ તેમ જોઇ ) આર્ય વીરકેતુ ! તમારી સાથે વસતક આવ્યો'તો ને ? ( છ )

**સેનાપતિ**—હા હા મહારાજ ! બોલાવી મગાવુ

**સવરણ**—જ્યા હોય ત્યાથી સત્વર બોલાવી લાવો. ( સમરસિહને કરપલ્લવી કરી સેનાપતિ વસતકને બોલાવવાનુ કે'છે, અને તે ઉતાવળે તેડવા જાય છે ( જ )

**સુષેણ**—વીરકેતુ ! દેવશ્રીને મૂર્છિત થવાનુ કારણ અતિ પરિશ્રમ એજ હોવુ જોઇએ

**સવરણ**—ના ના તેમ કાઇ નથી, શિકાર કરવા જતાં મારા જેવાને પરિશ્રમ અને તેથી મૂર્છા એમ અનુમાનજ શા કાજે કરવુ જોઇએ ? ( એવે વસતકને લઇ સમરસિહ આવી પહોચે છે )

**વસતક**—પ્રિય મિત્ર ! હુ આવ્યો કેમ શી આજ્ઞા છે ? " મુઓ વર ને બળી જાન " માગી ખાનાર મુનિઓને માટે મારા જેવા મહાનુભાવને નકામો દુખી કર્યો ( ઝ )

**સુષેણ**—વસતક ! કુશળ તો છોને ?

**વસતક**—( સઆશ્ચર્ય ) અહો આર્ય સચિવ ! તમે અહીં ક્યાંથી ? ત્યાં સર્વ કુશળ તો છેને ? જાતને દુખ પડે ત્યારે ગમે તેમ બોલી જવાય, એ સ્વાભાવિકજ છે ( ત્ર )

**સવરણ**—વસતક ! અહીં આવ ( વસંતક કને જાયછે અને પ્રધાનાદિ આઘા પાછા થઇ જાયછે રાજા તેના કાનમા અલૌકિક ઓદર્શિનની સર્વ

---

( છ ) અને મે—અને મે એક સુદર તરુણી દીઠી, એમ કહેવા કરે છે, એટલામા એ કામ સબધી વાત પ્રસિદ્ધ કરવા જેવી ન લાગવાથી અટકી જાય છે, અને પોતાના કામસહાય વસતકને સભારે છે

( ज ) કરપલ્લવી—હાથનો ઇસારો કે હાથ વડે સમજાવવાની ભાષા

( झ ) મહાનુભાવ—મોટા પ્રતાપી

( ञ ) મુનિઓની અવગણના વસતકે કરી તે પ્રધાનાદિના જાણવામા આવવાથી તેઓ તેને અધર્મી માને, એવા ભયથી તેમ વાળીને જવાનુ કારણ કહે છે જાતને ઈ૦

વાત કહી આ પ્રમાણે પ્રધાનાદિને કહેવાનું સૂચવે છે. ) તું સુષેણને કે' કે તમે ત્યાદિ સર્વ સૈનને લઇ જાવ. અમે બે પાછળથી આવી પો'ચીએ છીએ. અમને આવતાં વિલંબ થાય તો કોઇએ કાંઇ પણ ચિંતા કરવી નહિ.

વસંતક—( સસ્મિત ) તમને તો તૃપ્તિ મળશે; પણ મને આ આથમતી ઓગાળવા લાગી છે તેનો બંદોબસ્ત થશેને ? " નહિ તો ખાવા પીવા કાનમાં ને રાજાજીની જાનમાં " એમાંનું કંઇ ન થાય હો. નીકર હું ગરીબ બ્રાહ્મણ માર્યો જઇશ! ( ૮ )

સંવરણ—જા જા તને જે કહ્યું તે જઇ કે'; તારે માટે સર્વ તૈયાર કરી રાખ્યું છે.

( એવે એક દોડતો દૂત આવી રાજા સાંભળે તેમ પ્રધાનને આ પ્રમાણે કહે છે. )

દૂત—મહારાજ ! વિજયપુરીનો વીરસેન ' આપણા નગરમાં પ્રધાનાદિ કોઇ નથી ' એવા ચાર દ્વારા સમાચાર સાંભળી ચઢી આવેછે; માટે તેને રોકવાનો પ્રયત્ન કરવો, એમ માજીએ મારી સાથે કા'વ્યું છે. ( ૯ )

સંવરણ—વસંતક ! હવે તને કહેવું કંઇ પણ કોઇનેય કે'વાની જરૂર નથી. આર્ય સુષેણ ! વીરકેતુ ! તમે ઉભય મારી સાથે આવેલા સર્વ સૈનને લઇ જઇ તે દુષ્ટનો પરાજય કરો મારાથી જો આવી શકાશે તો હું તમને ત્યાં આવી મળીશ. એ નપુંસક તમારી યુદ્ધની તૈયારી જોઇ પાછો નાશી જશે. ( ૧૦ )

સેનાપતિ—મહારાજ ! આપ નિશ્ચિંત રો'; અમે અવશ્ય એનો પરાભવ નિમેષોન્મિષમા કરીશું. ( એમ કહી ઉતાવળે સૈનિકો સહ પર્વત પરથી ઉતરે છે અને સુષેણ પણ રાજાનું મન વરતી ધીમે ધીમે પર્વત

---

( ૮ ) આથમતી ઇ૦—આથમતી વેળા—સાયંકાળ આ વાક્યમાં લાગે વસંતકને ભોળેથી સહજ ' તપતી ' ને મળતો ' તૃપ્તિ ' શબ્દ બોલાઇ જાય છે અને તેમ કરીને ભાવિ અર્થનું સૂચન કર્યું છે.

( ૯ ) ચાર દ્વારા—છુપા દૂત મારફત.

( ૧૦ ) રાજા તથા વસંતકનો મેળાપ તથા તે બે માત્ર ત્યાં રહે એ પ્રસંગની રચના અહીં કવિએ કરી છે

પરથી નીચે ઉતરે છે અને રાજાથી થોડેક દૂર જઇ વસંતકને હાંક મારી બોલાવે છે. ( ઢ )

સુષેણ—( વસંતકને પાસે આવ્યો જોઇ ) કેમ દેવશ્રીને પાછળ રહેવાનું શું કારણ છે ? ( વસંતક સ્ત્રી દર્શનની સર્વ વાત કહી સંભળાવે છે, અને પ્રધાન તે સાંભળી નિઃશ્વાસ નાખી ઉતાવળે રથારૂઢ થઇ સેનાપતિસહ ચાલ્યો જાય છે. )

સંવરણ—અલ્યા વસંતક ! તને સુષેણે શું પૂછ્યું. "ગાર્જરીના ઉદરમાં ક્ષીર ટકી રહી " કે નિયમ પ્રમાણે બાહેરજ નીકળી પડી ? ( ણ )

વસંતક—પ્રિયમિત્ર ! એમ તે હોય ?

સંવરણ—ત્યારે તને એમણે મારાથી આઘે જઇ બોલાવ્યો કેમ ?

વસંતક—એતો આપની અસાધ્ય પ્રકૃતિ જોઇ સંભાળ રાખવા મને સૂચવ્યું. તમેય અર્ધા પર્ધા વેંમી જેવા દેખાવ છો તો ! ( ત )

સંવરણ—પ્રિયમિત્ર ! આહા ! શું એની શોભા ! જો શ્રવણ કરયઃ—

શ્લોક.

વર વામ કામનું ધામ એ,<br>
સર ગાન નિર્મળી શામ એઃ<br>
ધર કામ રામ રસાળ એ,<br>
કર ગાન મિત્ર સભાળ એ.

મસંતક—શું ગાન કરવાથી આપનું મન પ્રસન્ન થશે ? તો અહીં ક્યાં શિખવા જવું પડે તેમ છે ? સા સા સા રી રી રી ગ ગ ગ મ મ મ મ મ મ પ પ પ ધ ની સા. મિત્ર ! તાન મારૂં કે એમનું એમજ ગાઉ ? (ધ)

સંવરણ—મિત્ર ! તાન પલટા લઈ તું ગાયન કરે એવો છે તે હું સારી રીતે જાણું છુ. મને ગાયનશાસ્ત્રની કુશળતા બતાવવાનો આ સમય નથી પરંતુ જેવું હું દર્શાદર્શ વરાંગીનું વર્ણન કરૂં છું તેમ તું પણ કરજ. જો મેં એને, જ્યારે જોઇ અને ન જોઈ ત્યારે તે આવી દેખાતી હતી—(દ)

### શ્લોક.

મણિકિરણતણી શું, કાંતિ દેખાય જાયે,
મનહર સવિતાના, રંગ કાચે જણાયે,
નહિ નહિ નવનાગી, એવી હું થી ભણાયે,
તડિત નભ વિષેથી, નીકળી મેં ગણાયે ૪

---

—એ વર (ઉત્તમ) વામ (સ્ત્રી) કામનુ (કામદેવનુ) ધામ (સ્થાન) છે, કેમકે તેને જોઈને મારૂં મન સકામ થયુ છે. વળી એ નિર્મળ શ્યામા (કામનું) સમાન (માન સરોવર) છે અથવા તેને કામનુ સર (સરોવર) માન, અથવા કામનું સર—ઘર (અલંકાર શાસ્ત્રમા સ અને શ સરખા ગણાય છે માટે) માન ઘર ઇ૦—એ રસાળ રામા કામનુ ઘર છે અથવા એ રસાલ રામા મારા ઘરના કામની છે— મારા ઘરને ગ્યોગ્ય છે માટે હે મિત્ર ! એ સુબાળા (સુંદર બાળા) નુ ગાન કર—તેનુ વર્ણન કર એમા બીજો અવિવક્ષિત અર્થ એ પણ રહેલો છે, કે એ મિત્ર (સૂર્ય) ની સુબાળા (સુંદર પુત્રી) છે, માટે અપ્રસ્તુત પ્રશંસા અલંકાર

(ધ) તાન મારવુ—ગળામાથી સૂર કાઢી બતાવવા

(દ) દર્શાદર્શ—ઘડીમા દર્શન આપે અને ઘડીમા અદર્શ થાય એવી વરાણી—ઉત્તમ (સુંદર) અંગવાળી સ્ત્રી

૪ શ્લોક—ભામિની જાણે મણિના કિરણની કાંતિ દેખાતી હોય અને વળી જતી રહેતી હોયની શું અથવા સવિતાના (સૂર્યના) મનહર (મનને હરણ કરે એવા) રંગ કાચમા જણાતા ન હોય ! (પાસા પાડેલો બિલોરી કાચ તડકામા લટકતો હોય તેમા જેમ વિવિધ રંગ ઉત્પન્ન થતા અને નાશ પામતા દેખાય છે

વસંતક—હાં હાં હવે તો હું સારી પેઠે સમજ્યો. જે તમે બોલ્યા તેનું તેજ હું બોલ્યા કરૂં તો તમારૂં મન પ્રસન્ન થાય, નહિ વારૂં. ત્યારે હવેને આપણે તેમ કરીએ નીકળી ગૈ ગણાયે, નીકળી ગૈ ગણાયે, નીકળી ગૈ ગણાયે. ( ધ )

સંવરણ—( સખેદ ) વસંતક! તારે વક્ર વદી મારા વપુમાં છેદ વધારવા હોય તો જેમ સર્વને કાઢી મૂકયા તેમ તને પણ કાઢી મૂકું. ( ન )

વસંતક—મિત્ર! તેમને કાઢી મૂકયા શેના? તેમને તો પરમ સુખ ભોગ ભોગવવા "ભવને ભેટાડયા." કાઢી મૂકયો કહીએ તો તે મને કહી શકાય, કે ફળફૂલ ખાવાના અને પીવાય તેટલું વે'તું પાણી પીવાનું આપે પ્રાપ્ત કરી આપ્યું. ( પ )

સંવરણ—વસંતક! તું મૂર્ખ છે કે તને ખાવાનું સ્મરણ થાય છે. વિચાર તો કરય; જો કે,—

શ્લોક.

તેવી પીયુષે કરી સિંચિતા જે,
દષ્ટે દીઠી રે' પછે કયા ક્ષુધા તો?

---

તેમ ). હવે ઉપરની બન્ને ઉપમાઓ ન રૂચવાથી તેનો નિષેધ કરી ઉત્પ્રેક્ષા કરે છે. તડિત ઇ૦—જાણે નભ વિયેથી ( આકાશમાંથી ) તડિત ( વીજળી ) નીકળીને જતી રહી હોય તેવી એ જણાય છે. પહેલાં બે ચરણથી ઉપમા, ત્રીજાથી અપન્હુતિ અને ચોથાથી ઉત્પ્રેક્ષા અલંકાર વર્ણવ્યા છે. વળી આ શ્લોકમાં પ્રાપ્તવ્ય વસ્તુ રૂપ તપતીનું દર્શન તથા અદર્શન વર્ણીને તેના અનુરાગ બીજનો કિંચિત્ પ્રકાશ અને કિંચિત્ અપ્રકાશ વર્ણ્યો છે, માટે આ અંકમાં પ્રતિમુખ સંધિ વર્ણાય છે, એમ જાણવું.

( ધ ) "નીકળી ગૈ ગણાયે" પૂર્વોક્ત માલિની છંદના છેલ્લા પાદના શબ્દો વિદૂષક બોલે છે, પણ તેથી એવો અર્થ ઉત્પન્ન થાય છે, કે સંવરણની ઇચ્છિત સ્ત્રી "નીકળી ગૈ ગણાયે" એવી રીતે કોઈ બીજા અર્થની ઉક્તિથી અન્ય અર્થનો ભાસ થાય છે માટે અર્થાપત્તિ નામે નાટયલક્ષણ.

( ન ) વક્ર—વાંકું વપુ—શરીર

( પ ) ભવને ભેટાડયા—શિવજી સાથે મેળવ્યા. અર્થાત્ કૈલાસ જેવા સુખમાં મોકલ્યા અથવા ભવન ( ઘર ) ભેગા કર્યાં

ડૂબ્યાં નેત્ર પ્રેમ કેરા ક્ષીરાબ્ધિ,
ના રે' ના તૃષા મૃષા એ સુરાબ્ધિ. ૫

વસંતક—દષ્ટે દીઠાથી ભૂખ ભાગી અને પ્રેમમા પલળ્યાથી તરસ છીપી એટલે અમને તો હોઈયાં કરયા વગરજ ઓડકાર આવી ગયા. પ્રિય મિત્ર ! કંઇ મૃગજળ જેવું જણાયુ હશે. આ વનમાં તે તમે વર્ણન કરો છો એવી કયાથી હોય ? ( फ )

( એવામાં દક્ષિણ તરફ વીજળી થાય છે તેથી ભ્રમિત થઇ )

સંવરણ—

શ્લોક.

ઉતાવળે ઉડીવગે તું મિત્ર ચાલ્ય અલિયે,
અરે પ્યારે ઉડી જશે ફરી નહિજ ભાળિયે.
નકી નકી નકી વિરાગી પ્રેમલક્ષણા પ્રિયા,
ભલે ભલે ભલી કની પ્રિયા સુલક્ષણા ક્રિયા ૬

( એ શ્લોક બોલતો રાજા અને તેની પાછળ વસંતક દક્ષિણ દિશા ભણી દોડી જાય છે )

( તરલિકા તથા તમાલિમ સામસામેથી પ્રવેશ કરીને )

---

૫ શ્લોક—શાલિની છંદ વેલી ઇ૦—એ સ્રી એ જાણે કોઇક વેલી છે અને અમૃત વડે તેને સિંચેલી છે એવી વેલીને દષ્ટિવડે દીઠી તો પછી ભૂખ ચાની લાગે ? વારૂ ભૂખ તો તે વેલને જોવાથી ભાગતી હશે કેમકે અમૃત પીને ઉછરેલી છે, પણ તરસ કેમ મટશે ? તે કહે છે ડૂબ્યા ઇ૦—પ્રેમ રૂપી ક્ષીરાબ્ધિ ( દૂધના સમુદ્રમા ) મારા નેત્ર ડૂબ્યા છે તેથી તૃષા ( તરસ ) નહીં રહે, નહીં રહે ગંગાજળનુ પાન કરવાથી તૃષા ભાગે છે એમ જો તુ કહેતો હોય, તો એ સુરાબ્ધિ ( સુરસિંધુ—દેવનદી—ગંગા ) પણ એના આગળ મૃષા ( મિથ્યા ) છે અથવા એ સુરા ( મદિરાના ) અબ્ધિ રૂપ સ્રી મળી તો પછી તૃષા રહેવાની નથી ! પહેલા બે ચરણમા રૂપક અને પરિણામનો સંકર છે અને ત્રીજામા પરિણામ તથા ચોથામા પ્રતીપ છે

( फ ) મૃગજળ—ઝાંઝવાનું પાણી.

૬ શ્લોક—નારાચ વૃત્ત ભલે ભલે ઇ૦—હે સુલક્ષણા ( સારા લક્ષણવાળી ) પ્રિયા ! તેં ભલી ક્રિયા કરી—તારા તેજનો પ્રકાશ બતાવ્યો,તે ઠીક કર્યું

તરલિકા—અલિ વાહ રે ! કમળ લેવા ગઇ તે ત્યાંની ત્યાંજ બેશી રહી કે શું ? હવે તારાં આણેલાં કમળ તુંજ વાપરી તારોજ વિરહાગ્નિ શમાવવાના કામમાં લેજે. કોણ જાણે ક્યાંએ ગઇ હશે ! બેને કહ્યું છે કે હવે એને અહીં આવવાજ દેવી નહિ. ( વ )

તમાલિકા—બેનને તો બિચારીને તેના જીવની પડી છે. એ તો સદ્ગુણની સાક્ષાત્ પ્રતિમા છે; પરંતુ તારા જેવીઓ કાન ભરનારીઓએ કંઈ કહ્યું હશે તે કંઇ સુધી નભવાનું છે ? મને વાર થઇ તેનું કારણ કહીશ એટલે તમારા કહેવા પર બધું ય પાણી ફરી વળ્યું જાણવું.

તરલિકા—પણ તને તહીં મળવા જવાજ કોણ દેનાર છે ? મને કહ્યું છે કે એ કમળ લાવી હોય તે તું મને આપી જજે. અને એને મારી કને લાવીશ નહીં.

તમાલિકા—જા જા તને પૂછે છે કોણ ? તારા જેવીઓ તો બહુએ આવે છે ! મને કોણ રોકે છે જોઉં. લે, હું તો આ ચાલી. ( એમ કહી ચાલવા માંડે છે અને તરલિકા તેને બે હાથ પોંળા કરી રોકે છે તથા બન્ને જણીઓ બાઝાબાઝી કરે છે ).

તરલિકા—( નેત્રપલ્લવી કરી ) સખી ! આવ આવ; હું જરા ગમત કરતી હતી. તારાં આણેલાં કમળ કામમાં આવવાનાં નથી તેથી વે'લાં મોડાં જવામાં પારિતોષ પામવાનાં નથી, કે એકે પગે થઇ રહ્યાં છો. ( મ )

તમાલિકા—પારિતોષ તો આર્ય સંવરણને મેળવી આપી તમેજ પામજો. પણ અલિ કે'તો ખરી કે મહા મહા આગ્રહ કરી, વેળા કવેળા ન જોઇ મને કમળ લેવા મોકલી અને તે કામમાં નહિ લે, તેનું કંઇ કારણ તો હશે કે એય મશ્કરીમાં ઉડાવાની વાત કરે છે ? ( મ ).

---

( વ ) પ્ર. ૪ શ્લો. બેને—તપતીએ.

( મ ) નેત્રપલ્લવી—આંખનો ઇશારો. પારિતોષ—ઇનામ.

( મ ) આર્ય સંવરણ ઉપરની તપતીની પ્રીતિ આ વાક્યદ્વારા કંઈક ઉઘાડી કરીને નષ્ટ થયેલા બીજનું ફરી અનુસરણ કર્યું છે, માટે પ્રતિમુખ સંધિનું પરીસર્પ નામે અંગ વર્ણવ્યું છે.

તરલિકા—સખી ! આર્ય સંવરણે તો સખીને શું ય કરી દીધું છે જો ! કે તેની સાથે નથી બોલી, નથી ચાલી, માત્ર તેને જોયો, ત્યારથી ઝૂરાઇ ઝૂરાઇને અર્ધી થઇ ગઇ છે તું અને હું સાથે હતીઓ તેથી આપણને દેખે છે, ત્યારે તેને ભલું મન ખાતી કરવાને ઠીક પડે છે. મખી સહસ્ર સહચરીઓ સતા આપણા ભાવ હમણા ઠીક વધી પડ્યા છે. ( ય )

તમાલિકા—અરે સખી ! તું કહતી પન લેવા ગઇ ત્યારે મને એણે હાથે પગે પડી કહ્યુ કે સખી ! તુ જઇ જોઇ આવ્ય કે તે નૃપાળ કોઇ સમયે મારૂં સ્મરણ્ કરે છે કે હુ જ તેના મોહપાશમા પડી વધારે વધારે ગુંચાતી જાઉં છુ ? અલિ ! કમળ લેવા જવાનું તો બાનુંજ હતુ. તું કયારે નથી જાણતી કે શીતોપચાર તો તેને બમણો દુ ખદાયી થઇ પડે છે ! ( ર )

તરલિકા—તે તો હું બધુએ જાણુ છુ. પણ કે'તો ખરી કે આપણી સખીને એ સવારે છે કે રાજ્યનો ભાર વેંવાગા ભૂલીજ ગયો છે ?

તમાલિકા—અરે સખી ! ભૂલી શુ જાય ! તે બિચારો તો રાજ્યમાજ ભૂખ જ્યાં આપણને તેણે દીઠીઓ હતીઓ ત્યાંનો સાંજ રાત દિવસ ઉચુ જોઇ ભટકયા કરે છે ! એનું દુઃખ જોઇ મને તો એવી દયા આવી કે જો મારૂં ચાલતું હોય તો હમણાની હમણાજ તપતીને લઇ જઇ એનું દુ ખ મગાડુ.

તરલિકા—સખી ! આપણે શું નથી ચાલતું ? ચાલો આજ એને ત્યા લઇ જઇએ

તમાલિકા—ના ના આજ એમાનુ કાંઇએ બને એવુ નથી

તરલિકા—કેમ નથી બને એવુ ?

તમાલિકા—તે તુ પૂછનારી કોણ ? જા નથી કે'તા અમે તો જે જાણતા હઇએ તે બધુય તમને કહીએ, અને તારી તો આટલીએ વાત અમારા જાણવામાં આવે નહિ

તરલિકા—અલી વાહ એમ કરે છે કે, કે' કે' તને ગાના સમ અમે અમારી જાણેલી વાત તમને નથી કે'તાં કે ?

---

( ય ) સહચરીઓ—સહિયરો

( ર ) કદલીપત્ર—કેળનુ પાદડુ શીતોપચાર—ઠંડા ઉપચાર ( ઉપાય )

**તમાલિકા**—ત્યારે કે' તું કયા જાય છે ? એ કહીશ ત્યાર પછે મારે જો કે'વુ હશે તે કહીશ

**તરલિકા**—બેનને શીતોપચારે જ્યારે કંઇ પણ ગુણ ન કર્યો, ત્યારે ઉષ્ણોપચાર કરવાનો સર્વ જણે મળી નિર્ણય કર્યો, અને મને તે લેવા મોકલી છે (લ)

**તમાલિકા**—ખરેખરૂ કે'છે કે ખોટે ખોટુ સમજાવે છે ?

**તરલિકા**—બેન ! તારા સમ ખોટુ કે'તી હઉં તો પણ તને મારા સમ જો તુ કે'વાની હતી તેજ ન કે'ને !

**તમાલિકા**—એ તો તુ એમ કહેતી હતી કે આપણે સખીનો મેળાપ કરાવીએ, પરંતુ તે થાય એવુ નથી

**તરલિકા**—કેમ નથી થાય તેવુ તે કે'ને

**તમાલિકા**—કેમ તે આજ પિતાશ્રી તપતી બેનને ઠીક નથી તેથી જોના આવનાર છે, તે કોણ જાણે કયારેય આવે, એટલે ઘર મૂકીને બાર જઇ શકાય નહિ

**તરલિકા**—તને શેની શાખની ખબર છે ? પિતાશ્રી જાણે તો કાઇ ચિંતા જેવુ નથી તપતી બેનને ઇચ્છાવર વરવાનુ તેમણેજ વરદાન આપ્યુ છે એ તો અમથી દુખી થાય છે

**તમાલિકા**—અરે એ તો અમે બધીય પરણ કરી જોયો, પણ પિતા શ્રીએ કહ્યુ, કે કેટલાક સમય પછે હુ સ્વેચ્છિત કરવા આજ્ઞા આપીશ

**તરલિકા**—હાય હાય ! એમ કયારનુ થયુ છે તે ? એ તો મારા જાણવામાય નથી ! તે બેન, હવે તું લઇ જા અને હુ પણ મૃગમદ અરગજા ઈત્યાદિ લઇ આવી પોચુ છુ (વ)

**તમાલિકા**—હા સખી જા, વે'લી જઇ આવ્ય અને હું પણ ત્યા જઉ છુ (એમ કહી બને જાય છે)

(પર્યંક પર પોઢેલી તપતી અને આજુબાજુએ બેઠેલી ચાર દાસીઓ પ્રવેશ કરેછે.)

---

(લ) ઉષ્ણોપચાર—ગરમ ઉપાય

(વ) મૃગમદ કસ્તુરી

**પહેલી સહચરી**—કંઈ ના બેન અમે કોઇ કંઇ પણ નહિ બોલીએ. લે તારી કનેથી નીચે જઇ બેશીએ. તને આવી મૂકી અમારાથી બાહેર તો ન જવાય બા.

**તપતી**—મેં એક વાર કહ્યું કે મને બહુ માલુમ ગમતાં નથી. આ એક તમાલિકા નીચે બેશી રહેશે. મને ઉંઘવા દેવી હોય તો તમે બારણે જાવ.

**બીજી સહચરી**—ચાલો બેનો તેમ કરીએ અલી તમાલિકા ! બેસજે અને કંઇ કામ હોય તો અમને હાંક મારી બોલાવજે. બેનજ બેઠી બેઠી ઉંઘતી. ( એમ કહી ચારે જણિયો બાહાર જાય છે. )

**તપતી**—( બધિયોના ગયા પછે ) હલા તમાલિકા ! અહીં આવને. કે'તો ખરી કે મોકલી હતી ત્યાંથી શા સમાચાર લાવી ? ( સ )

**તમાલિકા**—વાત પૂછવા વડેજ સર્વે વ્યાધિ દૂર થયા કે શું ?

**તપતી**—રામબાણ ઓસડ મળે તો વ્યાધિ શી રીતે રહી શકે ? પણ કે' તો ખરી, તું શું કરી આવી ?

**તમાલિકા**—સાંભળ્ય ત્યારે કહુંછું. હું પ્રથમ તો આર્ય સંવરણની નગરીમાં તેને જોવા માટે ગઇ પરંતુ ત્યાંથી તો જાણ્યું કે રાજાજી શિકારે ગયા છે, તે આવ્યાજ નથી. શિકાર સંબંધીની વાત તો આપણી જાણીતીજ હતી એટલે હું મહેન્દ્રના મદનશિખર પર ગઇ, અને ત્યાં આર્ય સંવરણને જોયા તો તે તારા વિરહથી વ્યાકુલ થઇ તારાથી બમણું દુઃખ ભોગવતા જણાયા. હું ત્યાં જ્યાં સુધી હતી ત્યાં સુધી તારી ગતિવાળો ઉદ્ધ્ર માર્ગે નિહાળ્યા કરવા વગરની તેમની નજર બીજી જગાએ જોઇ નથી. હવે તો તારે તેમને દુઃખસાગરમાંથી નવકારૂપે લઇ ડુબતા બચાવવા જોઇએ. શિવ શિવ ! શી વિરહાગ્નિની વેદનાથી તે બિચારો પીડાય છે ! ( હ )

---

( સ ) તપતીની સંવરણ પ્રતિ ઉત્સુકતા વર્ણી છે માટે આશાસા નામે નાટ્યાલંકાર.

( હ ) રાજાને મળવાને તપતીનું પ્રવર્તન થાય એવી વાત કહી છે માટે પ્રવર્તન નામે નાટ્યાલંકાર.

**તપતી**—સખી ! તારી તથા તરલિકાની સાહાય વડે હું તેનું કષ્ટ થોડા સમયમાં કાપી શકીશ. અમને ઉભયને કષ્ટનું કારણ પિતાશ્રીએ વરદાન દીધેલું તેમાં અવકાશની આવશ્યકતા એજ છે. ( क )

( ઉષ્ણોપચાર લઇ તરલિકા અને ચાર સહચરીઓ દોડતી દોડતી પ્રવેશ કરી આ પ્રમાણે બોલે છે. )

**તરલિકા**—બેન તપતી ! પિતાશ્રી ધનવંતરીને સાથે લઇ તને જોવા આવેછે માટે સુઇ જા.

**પેહેલી સહચરી**—બેન આ તરલિકા મૃગમદાદિ ઉષ્ણોપચાર લઇ આવી છે તેનો ઉપયોગ તું કહેતી હોય તો કરીએ.

**બીજી સહચરી**—ઓપડ કરવા દે બા નીકર અમને ખીજશે.

**તપતી**—તમારી ધ્યાનમાં આવે તેમ કરો.

( તપતી સુઇ જાય છે અને સર્વ સહચરીઓ ઉષ્ણોપચાર તેને અંગે ચોળેછે. તેવામાં ત્યાં ધનવંતરી સહ તપનદેવ પ્રવેશ કરે છે. )

**તપનદેવ**—( તપતીની પાસે સહચરીઓએ મૂકેલા આસન પર બેશી ) આર્ય ધનવંતરી ! સુર અને નરમાં શો અંતર ? આ તપતી કન્યાના વ્યાધિ શ્રવણથી મારૂં મન જેવું તાપગ્રસ્ત થયું છે, તેવુંજ માનવો અને દાનવોનું પણ થાયછે. તેમને જેમ ભિષગ્જાદિકની આવશ્યકતા હોય, તેવીજ આપણે પણ છે. તો એ વિષે મારી તો ધારણા આવી છે, કે—( ख )

શ્લોક.

મરૂતગણ બધાને, ઘણાની જાય ભક્તિ,
કપટ કરી હરીએ, ધ્યાનીની ધ્યાન શક્તિ;

( क ) અમને ઇ૦—પિતાશ્રીએ ( સૂર્યે ) વરદાન આપેલું તેમાં, 'અમુક સમય પછી અમુક કાર્ય થશે' એવો સમયનો અવકાશ મૂકેલો, તે સમય પૂરો થવાની આવશ્યકતા છે. અર્થાત્ તે પછી રાજાને હું મળી શકીશ.

( ख ) તપનદેવ—સૂર્યદેવ. તાપગ્રસ્ત—પરિતાપમાં ડુબેલું. ભિષગ્જાદિકની—વૈદ્ય વગેરેની.

શત વરસ સુધીનું, સ્વપ્ન નાનું નરોને,
અતિ અતિ અતિ લાંબુ, સ્વપ્ન તેવું સુરોને ! ૭

**ધનવંતરી**—( સસ્મિત ) આર્યનું કેંવું અનાદિકાળથી ચર્ચાતુંજ આવેલું છે; તથાપિ એ સંબધે મારો શો અભિપ્રાય છે, તે દેવાધિદેવને જાણવો છે, તો શ્રવણ કરોઃ-( ગા )

શ્લોક.

નરવર સહુ જાણે, દેન શેણે થવાએ ?
મરૂતગણુ વિચારે, પૃથ્વીમાં શી જવાએ ?
પરમ પુનિત લીલા, લક્ષ્મીના નાથ કેરી,
નર સુર અસુરો સૌ, એ ફરે ફેર ફેરી. ૮

**તપનદેવ**—આર્ય ધનવંતરી ! તમારૂં કેંવુ સત્ય છે. આ તપતી બેન કાજે હું તમને અહીં તેડી લાવ્યો છું, કોઇ પણ પ્રકારના ઉપચારથી એને સુખ થતું નથી.

**ધનવંતરી**—( તપતીને માથે હાથ મૂકી તેની નાડ જોવા વિચાર કરે છે ).

**તપનદેવ**—બેન ! તારો વામ પાણિ બતાવ્ય ( તપતી તેમ કરે છે ). ( ઘા )

**ધનવતરી**—( નાડી તપાસી ) બેનને કંઇ તન સંગધી પીડા નથી. મન સબધી પીડા છે તે મટી ગયે આરામ થશે. આધિને ગાટે આમ કરવું ઉચિત છેઃ

---

૭ શ્લોક—માલિની. બધા મરૂતગણુ ( દેવસમૂહ ) ને બ્રહ્મની શક્તિ નય છે—તેગનાથી બ્રહ્મચિંતન કરાતું નથી. કેમકે આપણે ધ્યાનીઓની ધ્યાન શક્તિ કપટ કરીને કરીએ છીએ અર્થાત્ મનુષ્ય અને દેવમા ઝાઝો તફાવત જણાતો નથી સ્વપ્ન—( આયુષ્ય રૂપી ).

( ગા ) દેવાધિદેવને—સૂર્યદેવને.

૮ શ્લોક—માલિની. જાણે—અર્થાત્ ઇચ્છે પુનિત—પવિત્ર

( ઘા ) વામપાણિ—ડાબો હાથ.

શ્લોક.

વા'લું ગણે મનથકી, અરિ આધિગ્રસ્તાં,
જો તે મળે પીડ ટળે, સુખ વીચ વસ્તાં;
ઇચ્છિત સ્થાન વિચરે, મન મગ્ન રાખે,
આધિ નડે ન કદિયે, સુખસ્વાદ ચાખે. ૯

( એવે ઇંદ્રનો કંચુકી આ પ્રમાણે સંદેશો કહી ઉભો રહે છે ).

કંચુકી—( નમન કરી ) આર્ય તપનદેવ! દેવેશે કહ્યું છે કે ચંદ્રવંશી સંવરણ રાજા પોતાનું રાજ્ય તજી વનમાં ભટકતો ફરે છે અને તેથી યજ્ઞયાગાદિ બંધ થયા છે; ને તે બંધ થયે સુરવર્ગની શી સ્થિતિ થાય તે તમારા જાણવામાં છે. માટે તે રાજા પાછો પુરમાં આવી યજ્ઞારંભ કેમ સત્વર કરે તેનો વિચાર કરવા સુરસભા ભરાઇ છે; અને તમે પધાર્યા નથી માટે મને તેડવા મોકલ્યો છે. ( ક્ષ )

તપનદેવ—હા ચાલો, સત્વર આવું છું. આર્ય ધનવંતરી તમારે પણ આવવું છે ને ?

ધનવંતરી—આવ્યા વગર કંઇ ચાલે તેમ છે ?

તપનદેવ—( સર્વ સહચરીઓને ) બેનો! ત્યારે તમે સર્વ મળી એની મનેચ્છા પ્રમાણે વિચરજો. માત્ર કુમારી ધર્મને બાધ ન આવે એવું સર્વસ્વ કરવાને કોઇ પણ પ્રકારની હરકત નથી. ( એમ કહી ત્રણે જણ જાય છે ).

તમાલિકા—કેમ બેન તપતી! આર્ય ધનવંતરીની પરીક્ષા તો ખરેખરી હો.

---

૯ શ્લોક—વસંતતિલકા. અરિરૂપ આધિથી ( મનની પીડાથી ) ગ્રસ્ત થયેલાં જેને મનથકી વા'લું ગણે તે જો મળે તો તેથી તેમની પીડ ટળે છે, અને તેથી તેઓ સુખની વચ્ચે વસે છે બીજો ઉપચાર કહે છે; વળી તે ઇચ્છિત ( મનમાં ઈચ્છેલા ) સ્થાનમાં વિચરે ( જાય ), મનને મગ્ન ( આનંદમાં ) રાખે, તો આધિ કદાપિ નડે નહીં અને સુખનો સ્વાદ ચાખે. ઈષ્ટની પ્રાપ્તિથી તથા ઇચ્છિત જગોએ જવાથી તપનીના મનની શાંતિ થશે, એમ વર્ણવ્યું છે, માટે શમ નામે પ્રતિમુખ સંધિનું અંગ વર્ણવ્યું છે.

( ક્ષ ) કંચુકી—ચોબદાર.

તમલિકા—એમા શુ કે'વા જેવુ છે ? ચૌદ રત્નમાનુ એ પણ એક રત્નજ છેની

**તપતી**—બેનો ! તમે બે જણિયો મને મહેન્દ્રના મદનશિખર પર્વ વા લઈ જાવ તો મને કંઇ સુખ થાય એવુ લાગે છે.

**પેહેલી સહચરી**—બેન અમે સાથે આવીએ ?

**તપતી**—ના એ બે છે તેમાનીએ એક ન આવે તો સારૂ મને વધારે જનોનો સહવાસ જરા જેટલોએ સુખકર લાગતો નથી (ચા)

**બીજી સહચરી**—એકલી તમાલિકા સાથે તો ન જવાય બે જણિયો તો જોઇએ જાવ અતિયો, તમે બેનને ત્યા લઈ જાવ, પિતાશ્રીએ કહ્યુ છે તે ધ્યાનમા રાખજો

**તપતી**—(સકોપ) શુ તે અમે નહિ સમજતા હઇએ ? ચાનો અ લિયો જઇએ તમાલિકા આ મારો હાથ ઝાલયને (તમાલિકા તેમ કરે છે અને સવ સહચરીઓ સહ તપતી ચાલી જાય છે)

(વિરહથી વ્યાકુળ થયેલો રાજા તથા વસતક પ્રવેશ કરે છે)

**વસતક**—મિત્ર મિત્ર ! ખાડા ટેકરા ચઢી ઉતરી હવે તો બોલવા ચાલવાની શક્તિ બંધ થવા જેવુ થયુ છે આપે બદલો પણ ઠીકજ લેવા મા ડયો છે ! બળિદાનના પશુને જેમ ખવરાવી પીવરાવી વધ કરવામા આવે છે તેવીજ વેતરણ તમે મારી કરવા ધારી છે ! પ્રિય મિત્ર ! હુ બળિદાન યોગ્ય પશુ નથી હો ! (છા)

**સવરણ**—વયસ્ય ! બીજે કોઇ પણ સ્થળે અટન કરવાથી આશા બધાતી નથી અને અહીં આવી ઉભા રહેવાથી મન આશાવાળુ થાયછે તેનુ શુ કારણ હશે ? (જા)

**વસતક**— વર મરો કે કન્યા મરો પણ ગોરનુ તરભાણુ ભરો " એવાળી વાત છે અહીં અમારે મરવા પડ્યા છીએ અને તમારે પ્રશ્નના ઉત્તર પૂછવા છે ! કેમ મન આશાવાળુ થાય છે એનો ઉત્તર એજ, કે આ સ્થળે તમે

---

(ચા) એક ન આવે તો સારૂ—અર્થાત્ જેમ ઓછા માણસ મારી સાથે હોય તેમ ઠીક

(છા) પ્ર ૬ ઠ્ઠો

(જા) રાજાની આશા વણવી છે માટે આશાબધા નામે નાટચાલકાર

" ચઢગા ચુંટયો છે. " વળી કઇ બીજુ પૂછતું છે ? માગ જેવો નહિ મળી આવે હો પણ રાજાજી ! " ભૂખ્યો બ્રાહ્મણ ભાત માગે " એ સ્મરણમાં રાખજો હો

સંવરણ—મિત્ર ! તે મને કયા અને કેવી રીતે મળશે ?

વસંતક—વસંતકનો જીવ જાય ત્યા અને તેવી રીતે મળશે મહારાજ !

સંવરણ—સખા ! એમ અવળુ શુ બોલે છે, સાચે સાચુ કહી દેને ?

વસંતક—હુ શુ મારૂ કરમ કહુ. નહિ નામ કે નિશાન, તેનો પત્તો પરમેશ્વરથીએ કેમ પમાશે ? જો જમીનમા પેની ગઇ હોય તો બેઠા બેઠા ખાડો ખોદા કરી ખોળીએ, એટલે એ નહિ તો પાણીએ નીકળી આવશે ! પછે ' પોક નહિ ને પાપડીઓ " ની પેઠે મન વાળજો

સંવરણ—સખા ! તે અવનિમા નહિ પણ આકાશ માર્ગે ગમન કરી ગઇ છે

વસંતક—ત્યારે તો નિરૂપાય ! આકાશને માથુ અડકે અને હાથથી વાદળા ઝલાય એટલે ઉચે તો પર્વતોના શિખરો પગ ચઢયા ઉતર્યા, છતા ન મળી તો પછે તમારા અમારા નસીબ ! ( વિચાર કરી ) પણ મિત્ર ! તુ ઇદ્રની યાચના કરી સ્વદેહે સ્વર્ગમા જઇ શોધવાનુ ઠરાવે તો કેમ ? જરૂર તે ઈંદ્રની કોઇ અપ્સરા હશે !

સંવરણ—ના મિત્ર ના, જો શ્રવણ કરવ—

શ્લોક.

જોઇ જુવતીં લક્ષ દક્ષ થઇ મે, એવી ન કોઇ દીઠી,
ગધર્વી વર્ગી અપ્સરા સુરસુતા, માં ન એવી મીઠી,
રૂપાળી અતિ કિન્નરી કઇ નહિ, આસુરી એવી નહિ,
બ્રહ્માણી ગિરિજા સુતા અબધિની, દેવાંગના ના કહી ૧૦

વસંતક—એ તો મિત્ર ! " તાડે ચઢો ત્યાં દેખે " આવા ભયકર વનમા એકલી અબળા જોઇ તેથી એમ લાગ્યુ હશે ! જો આ વખતે મો

૧૦ શ્લોક—શાર્દૂલવિક્રીડિત દક્ષ—ચતુર સુરસુતા—દેવકન્યા સુતા અબધિની—અબ્ધિસુતા—લક્ષ્મી ના કહી—એવી રૂપાળી છે એમ મારાએ કહ્યુ નથી.

દશ દિવસનો ગંધાતો લાડુ ખાવા મળે તો હું તેને સર્વ શિરોમણિ માનું કે નહિ ! એનો તમેજ વિચાર કરી જુઓ !

સંવરણ—ત્યારે શું તું મને તારા જેવો અરસિક સમજે છે !

વસંતક—ના મહારાજ ના; એમ તે મારાથી કેમ કે'વાય ! કદી સાક્ષાત્ કુમારિકા સરસ્વતિને મેં જોઇ હોય અને તેણે મને નામ હાથ સાથે સ્વીકારવાનું વરદાન આપ્યું હોય, તોપણ અમારા જેવા અરસિકથી તો આટો ને આવરદા પૂરાં ન કરી શકાય. પ્રભુ ! રસજ્ઞ પુરૂષોનું કલ્યાણ કરજે કે મારા જેવાને તેના પુણ્યનું ફળ ભોગવવું પડેછે ! (જ્ઞા)

સંવરણ—(સકોપ) બ્રહ્મબંધુ ! હવે બસ. જા તારે કંઇ ફળ ફૂલાદિ અશન કરવાં હોય તો કરી લે.

વસંતક—પ્રિય મિત્ર ! આ બ્રહ્માબંધુનું વિરહાગ્નિએ ઉદર બાળ્યુંજ ન હોવાથી હું તો જાણે "મંગા નાહ્યો."

સંવરણ—ગંગા શું ? સાક્ષાત્ ત્રિવેણીમાં સ્નાન કરને ! પરંતુ જ્યાં સુધી તારી દૃષ્ટિએ વિદ્યુલ્લતા રૂપ બાળા જોઇ નથી, ત્યાં સુધી તારૂં વા કોઇનુંએ જીવતર સફળ થવાનું નથી ! અહા ! શી દર્શનીય એની મૂર્તિ છે ! (ટા)

શ્લોક.

મકરધ્વજમયી મૂર્ત્તિ મહિલા, માર મારતી મારનો,
મનસિજ જાગ્યો કમળભૂને, જન્મી જુવતી જ્યારનો;
નિપજાવતાં મન મોહ પામ્યું, જન્મતાં ભૂલ્યો ભમ્યો,
વિધિ પદવી ગઇ વનિતા થકી, હું તેજ તરૂણીએ દમ્યો. ૧૧

(જ્ઞા) પુણ્યનું ફળ ઇ૦—(વક્રોક્તિ) અર્થાત્ પાપનું ફળ–દુઃખ ભોગવવું પડે છે અથવા તેમનાં પુણ્યનું ફળ જે સુંદર સ્ત્રીની પ્રાપ્તિ. તે પ્રાપ્તિ કરવાને મારે કલેશ સહન કરવો પડે છે.

(ટા) વિદ્યુટલતા રૂપ—વીજળીની વેલ જેવી.

૧૧ શ્લોક—હરિગીત. મકરધ્વજમયી—કામદેવ રૂપિણી. સ્ત્રી જાતિ કામમય છે, તેનું પ્રમાણ દૃષ્ટાંતથી આપે છે. મનસિજ ઇ૦. મનસિજ—કામ. કમળભૂ—બ્રહ્મા. બ્રહ્માએ પ્રથમ પોતાનાથી સરસ્વતીને ઉત્પન્ન કરી અને પછી તેનાથી

વસંતક—કામુક આવાજ તર્કવિતર્ક કરે છે; મહારાજ પણ અમે તો બ્રહ્મા નથી એટલે ભૂલ્યે ભામવાના પણ નથી; માટે તમે જરા એને અહીં તહીં શોધો એટલામાં હું પણ એવી દિવ્ય મૂર્તિને જોવા જોગ મારી દષ્ટિ કરી આવું ! ( ઠા )

સંવરણ—વારૂ જા તેમ કરય. ( વસંતક થોડેક છેટે જઇ ફળ તોડે છે તેને જોઇ ) અરે મદન ! તું જાણીતાનેજ જેર કરે છે ! આમ પણ કેમ ન હોયઃ—

શ્લોક.

નહિ દીઠી નવલાંગી, નરવર નહિ વર્યો પછે શું મન આણે ?
જેને ઘા લાગ્યો છે, પીડા તેની જરૂર તે જાણે. ૧૨

( એવામાં ઉર્ધ્વથી થતો નૂપુરનો સ્વર સંભળાય છે તેથી આમ તેમ ફરી, ઉંચો નીચો થઇ બધે જુવે છે અને કોઈને પણ ન જોવાથી. )

અરે વાંલી ! આશાના અર્ણવમાં ઉતારી નિરાશા રૂપ ગોઝાનો માર મારવો યોગ્ય નથી. ( એવે મનહર સ્વરે બે ત્રણ માનિનીઓ વાત કરતી સંભળાય છે, તેથી વધારે વ્યાકુળ થઇ આ પ્રમાણે બોલે છે ) અહો પ્રિયંવદા ! મારી સાથે અબોલા લઇ તુ ઉડી ગઇ છું અને મે તો તારૂં કંઇ પણ અપ્રિય કર્યું નથી ! સતાઃ—( ઢા )

શ્લોક.

મદન કદન મારૂં, તું વિના આજ ધારે,
પ્રિયકર ! કર સાહી, તું વિના કો ઉગારે !

---

મોહિત થઈને તેની પછવાડે તે કામવાસનાથી દોડયા હતા. એવી કથા છે.

વિધિ ઇ૦—એ રીતે જે સ્રી જાતિના યોગથી બ્રહ્માની વિધિ પડતી ગઇ—બ્રહ્માપણું ભૂલી ગયા તેજ સ્રી જાતિએ મને દમ્યો છે !

( ઠા ) હુ પણ ઈ૦—અર્થાત્ ફળ ફૂલ ખાઇ આવું.

૧૨ શ્લોક—ગીતિ. નહિ ઇ૦—જેણે નવલ અંગવાળી સ્રી જોઇ નથી, અથવા જે જાતેજ નરવર ( ઉત્તમ પુરૂષ ) નથી—ટીજડો છે, તે પછી મનમાં શું આણે ?

( ઢા ) ઊર્ધ્વથી—ઉંચેથી

10

પરમ ધરમ પૂરો, પ્રેમીનો પ્રેમી જાણે,
નર સુર સહુ કોઇ, જે દયાને વખાણે. ૧

અપિચ—

શ્લોક.

પરમ પીડ આ, પિંડ તો ધરી,
શરમ લાલસા, જો રહ્યો ભરી;
ધરમ ધ્યાનમા, ધારવો જરી,
કરમની ગતિ, ફેરવી ફરી. ૧૪
(શું) નથી નથી નથી, સત્ય લાગતું ?
કથી કથી કહું, કષ્ટ જાગતું;
મથી મથી મરૂં, દર્શ રાગ તું,
(આ) રથી રથી રડે, બાણ વાગતું. ૧૫

( એટલું કહ્યા સતાં કોઇ નથી દેખાતું તેથી મૂર્છા ખાઇ પૃથ્વી પર પડે છે અને તેની તે સ્થિતિ જોઈ તગલિકા તથા તમાલિકાના વાર્યા સતાં તપતી એકદમ આકાશમાંથી જમીન પર ઉતરી રાજાની આસનાવાસના કરે છે અને વ્યજનથી વાયુ ઢોળતા પાસે બેસે છે, તે જોઇ તેની સખીઓ પણ આશ્વાસન કરવા મંડી જાય છે ).

---

૧૩ શ્લોક—માલિની કદન—નાશ. પ્રિયકર—હે પ્રીતિ ઉત્પન્ન કરનાર ! અથવા તું મારો કર સાહીને મારૂં પ્રિય કર પરમ ઈ૦—જો દયા એજ પરમ ધર્મ છે, તો તે પ્રેમીનો ધર્મ છે, અને પ્રેમી જાણે છે અર્થાત્ તું મારા પર દયા કેમ કરતી નથી ?

૧૪ શ્લોક—લલિત પરમ ઇ૦—આ પિંડ ( દેહમાં ) પરમ પીડા ધરી છે, તથાપિ હું શરમ ( શર્મ-સુખ ) ની લાલસા ( ઇચ્છા ) ને ( મનમા ) ભરી રહ્યો છુ. ધરમ ઇ૦—એમ છે તો તારે પ્રેમીનો પ્રેમી પ્રત્યે જે ધર્મ છે, તે જરી ધ્યાનમા ધરવો જોઈએ; અને એમ થાય તોજ હું જાણુ કે મારા કરમની ગતિ તારી ફેરવી ફરી છે—મારા દુઃખી પ્રારબ્ધને સુખી કર્યું છે.

૧૫. પોતાના વચનનો પ્રતિ ઉત્તર ન મળવાથી પૂછે છે નથી ઇ૦ જાગતું—અર્થાત્ પ્રકટ. દર્શ ઇ૦—તું તારો રાગ ( મને ) દર્શ—દેખાડ રથી-મહાયોધ. બાણ—( તારાથી ઉત્પન્ન થયેલા કામદેવનું ).

**તપતી**—સખી તમાલિકે! પણેથી જરા જળ લાવ્ય.

(તમાલિકા પાણી લાવે છે અને તપતી તે પોતાના હાથમાં લઇ રાજાના મુખ પર છાટે છે, તેથી રાજા ધીરે ધીરે સાવધ થતો જાય છે, અને આખરે આંખ ઉઘાડી જુવે છે, તો મન માનતીનુ દર્શન થવાથી એકદમ ઉઠી ઉભો થાય છે, અને તપતી સખીઓ સહ દૂર ખશી જાય છે). (ઞા)

**સવરણ**—(સવિનય) દુ:ખ દૂર કરી દર્શન દઇ દૂર ખસવાનુ શુ કારણ? હુ સ્વેચ્છાચારી નથી. (એમ કહ્યા સતા ત્રણે જણીઓ ખસ્યા કરે છે તે જોઇ) ભલે હવે હું એક શબ્દ પણ નહિ બોલુ અને હું ઉભો છું તે બેઠી જાઉ પણ તમે દૂર જશો મા. (ણા)

**તમાલિકા**—અમારી સખીથી તો દૂર જવાય એવુ જ નથી.

**સવરણ**—સતા કેમ જાય છે?

**તરલિકા**—રાજાઓના મન અનેક પર અનુરાગવાળા હોવાથી.

**સવરણ**—એક પર અનુરાગ રાખ્યાની પ્રતિજ્ઞા કરવામાં આવે તો કેમ?

**તમાલિકા**—એવી પ્રતિજ્ઞા થયાની ખાત્રી થયે અમારી સખી આઘું ખસવાનું ભૂલી જશે.

**સવરણ**—ખાત્રી શી રીતે થાય?

**તપતી**—(નીચુ જોઇ) સખી, હવે પિતાશ્રી આવ્યા હશે માટે જવુ જોઇએ (તા)

**તરલિકા**—હા એમજ કરવુ જોઇએ. (એમ કહી ત્રણે જણ ધીમે ધીમે ઉર્ધ્વ ગમન કરે છે તેને જોઇ).

**સવરણ**—પ્રિયા! મારી સાથે બોલ્યા ચાલ્યા વગર જો તુ અદ્રશ્ય થઇશ તો અવશ્ય આ પ્રાણવાયુ તારા જતા પેહેલાં તને આવી મળશે. (એમ કહી અતિ વ્યાકુલતાએ ઉચુ જોઇ રહે છે)

---

(ઞા) તપતીના ઉપચારથી રાજાની શાન્તિ વર્ણવી છે માટે પ્રતિમુખ સધિનુ શમ નામે અગ વર્ણવ્યુ છે.

(ણા) સ્વેચ્છાચારી—તમારી અનુમતિ સિવાય તમને સ્પર્શાદિ કરનારો.

(તા) તપતીના નીચુ જોવા રૂપ અભિનયથી તેની લજ્જા અને મુગ્ધતાની વ્યજના થાય છે

**તપતી**—વળી અનુકૂળ સમયે દર્શન લઈ આનંદનો અનુભવ કરીશ. ( એટલું બોલી આકાશ માર્ગે અંતર્ધાન થઇ જાય છે તે સર્વ દેખાવ ફૂલ ફળ વીણવાનાં બંધ રાખી વસંતક જે જોતો હતો તે સાનંદાશ્ચર્ય પામે છે અને ભયનો અભિનય કરી રાજા પાસે દોડી આવે છે. તેના તેવા હાસ્યજનક અભિનયથી રાજા જરા પણ હસતો નથી અને આકાશ તરફ જોઈ આ પ્રમાણે બોલે છે ). ( ય )

**સંવરણ**—મિત્ર વસંતક ! હવે તો ઉર્ધ્વ દષ્ટિએ એનુંજ આરાધન કરવું ઉચિત છે. અથવા એને સ્ત્રી શા કાજે કેવી જોઇએ !

શ્લોક.

નિશ્ચે મેં વીજળીને, લઘુમતિ સમજે, સ્ત્રી ગણી મિત્ર મારા,
નો'યે નો'યે નવાંગી, ગગનતડિત એ, શુદ્ધ શૃંગાર સાર્યા;
જોતાં વસ્ત્રો જણાયે, નવલ વિવિધશા, રંગ બેરંગી ધાર્યા,
શંકા છે સ્વલ્પ એમાં વચન શર ગને, વિદ્યુતે કેમ માર્યા ? ૧૬
અપિચ—

શ્લોક.

ના ના ના શર નો'ય પ્રાવૃષ લહી, પીયૂષ બિંદુ ભરી,
વાણી રૂપ કુસુંમ નાખ્યાં વીજળી, આકાશમાં સંચરી;
નિશ્ચે એ મનથી કર્યો નવ ફરે, ત્યારે હું યાચા કરૂં,
જો ગર્જે ઘન તો લહું તડિતને, અંધત્ન મારૂં હરૂં. ૧૭

( ય ) 'આનંદનો અનુભવ કરીશ' એવા તપતીના વાકયથી તપતીનું અનુરાગ બીજ વિશેષ ખુલ્લું થાય છે, માટે પુષ્પ નામે પ્રતિમુખ સંધિનું અંગ વર્ણાયું છે.

૧૬ શ્લોક—સ્રગ્ધરા. સમજે—સમજથી અર્થાત્ એ વીજળી છે પણ મેં તેને મારી અલ્પ બુદ્ધિથી સ્ત્રી માની છે એ ભૂલ છે. ભ્રાંત્યલંકાર પણ એણે શુદ્ધ શૃંગાર સાર્યા છે માટે એ ગગનતડિત ( આકાશમાંની વીજળી ) ન હોય અપન્હુતિ અલંકાર. છે તો વીજળી, પણ તે તો કાંઇ બોલે નહિ, અને આ તો બોલી છે, માટે એ વીજળી છે કે સ્ત્રી, તે સમજાતું નથી. સંદેહાલંકાર

૧૭ શ્લોક—શાર્દૂલવિક્રીડિત. ના ના ઈ૦—ના ના, એના વચન એ શર નથી પણ અમૃતના બિંદુથી ભરેલી પ્રાવૃષ ( વર્ષાઋતુ ) છે—અમૃતમાં બિંદુની

વસંતક—મિત્ર ! વીજળી નહિ પણ એ કોઈ આકાશગતિ કરનારી વામા છે અને તે તને તજી ક્યારનીએ જતી રહી છે. એટલે તેને વીજળી કે ઉજળી કહી ગાયા કરવામાં શું પામવાના છો ? મારૂં માનો તો નિરાતે ખાઈ પી બેસો. એને તમારી ગરજ હોય એમ જણાય છે; નીકર બીજી વાર આવી શા કાજે મળી જાય ? ( दा )

સંવરણ—શું હું નિરાતે બેસું ? નહિ નહિ; એનીજ શોધમાં અન્ન જળ તજી આ દેહ એને અર્પણ કરીશ. ચાલ્ય પેલા ઉંચા શિખર પર ચઢી એનું આરાધન કરીએ. (એમ કહી રાજા શિખર પર ચઢે છે તેની પાછળ પાછળ જતો વસંતક, )

વસંતક—મિત્ર ! મારેય "આ વગર જશે સુવા રોગ" કર્મેજ લખાયલો તો. ગાંડા હોય તેને તેનું ગમતું બોલી સમજાવાય પણ આ તો ડાહ્યા ગાંડા થયેલા એટલે બોલ્યા ચાલ્યાની બાધા લઇ જેમ તમે કરો તેમ અમારે "બાપની બાંય સાહી" કરવુંજ જોઇએ. ( એમ બડબડ કરતો રાજાની પાછળ પાછળ પર્વતના શિખર પર ચઢે છે )

સંવરણ—( ઉંચા શિખર પર પદ્માસને બેશી ) અહો પ્રિયા તું—

શ્લોક.

જ્યારે આવી મુખથી, પ્રિયતમ ! ઉઠો કહીશ તન ઉઠશુ ;
પરખ કરી લે પૂરી, વચન ન માનીશ કદાપિ તું જૂઠશુ. ૧૮

( એ શ્લોક બોલી રાજા ધ્યાનસ્થ બની જાય છે, અને વસંતક તેને બોલાવ્યાનો યત્ન કર્યા સતા નિષ્ફળ થનાથી થાકી હારી ત્યાંજ સઇ જાયછે. )

## દ્વિતીયાંક સમાપ્ત.

---

દૃષ્ટિ છે. અપન્હુતિ. અથવા વાણી ઇ૦. રૂપક યાચા—માગણું કોની યાચા ?—ઘનની તે યાચા કરે છે: જો ઇ૦—હે ઘન ! જો તમે ગર્જના કરો તો હુ વીજળી દેખુ, અને તેનાથી હું દેખતો થાઉં, કેમકે એના વિના હું આંધળો થઇ ગયો છુ.

( दा ) તમારી ગરજ હોય એમ જણાય છે—એ વાક્યથી તપતીના અનુરાગ બીજનું ઉદ્ઘાટન કર્યું છે, માટે પુષ્પ નામે પ્રતિમુખ સંધિનુ અંગ વર્ણાયું છે.

૧૮ શ્લોક—ગીતિ. જૂઠશુ—જૂઠા જેવ

## અંક ૩ જો.

( ચન્દ્ર રાજ્યાસનની આજુબાજુ સચિવ, સેનાની, સામંત આદિ રાજપુરૂષો રાજા વગર દેશ કેમ સાચવવો તેનો વિચાર કરતા બેઠા છે. )

સુષેણ—વીરકેતુ ! પૂર્વોત્તર અનાવૃષ્ટિના સમાચાર તો શ્રવણ કરવાને દેવશ્રીની પાસે જઇ આવ્યા પછે અને તેમણે રાજ્યભાર મને સોંપ્યા પછે એક ઘટિકા પર્યંત પણ શયન કર્યું નથી, તેમ ભક્ષણ કરવાનું ધારી તે પણ કર્યું નથી, છતાં લુટફાટ, ચોરી, ધાડી, અનાવૃષ્ટિ આદિ ઉત્પાતો વધતા ને વધતાજ જોવામાં આવે છે. એનું કારણ મારા ધારવા પ્રમાણે તો આવુંજ હોવું જોઇએ, પછે તો તમે ધારતા હો તે ખરૂં. ( આ )

વીરકેતુ—આર્ય તે કેવું ?

સુષેણ—જુઓ શ્રવણ કરો

શ્લોક.

નભે તારા સાગ, બૃહત ભૃગુ ને, મંગળ સમા,
શનિ ગુરૂ મોટા લઘુ, પણ સ[illegible] ધારીજ તમા,
પ્રકાશે છે પૂરા, તદપિ ન કરે, શુકલ રયણી,
ચતુર્થાંશે ચન્દ્રે, તિમિર ટળતું, સીધી સયણી

અપિચ—

---

( અ ) પૂર્વોત્તર—પૂર્વ અને ઉત્તર તરફના દેશમા અનાવૃષ્ટિ—વરસાદ બિલકુલ ન થવો તે

૧ શ્લોક—શિખરિણી નભે—આકાશમા બૃહત્—મોટા ભગુ—શુક્ર આકાશમા ભૃગુ, મંગળ શનિ ગુરૂ જેવા મોટા અને બીજા નાના તારા પણ સર્વે તમા ધારીને અર્થાત્ પ્રકાશ કરવાની ગરજ રાખીને પૂરેપૂરા પ્રકાશે છે તદપિ ( તોપણ ) તે રયણી ( રજની—રાત્રી ) ને શુકલ ( ધોળી—પ્રકાશવાળી ) કરી શકતા નથી પરંતુ ચન્દ્ર જો ચતુર્થાંશ ( ચોથા ભાગનો ) ઉગ્યો હોય તો તેથી અંધકાર ટળે છે જે સીધી સયણી ( સરણી—માર્ગ ) છે અર્થાત્ એમ તેવો પણ રાજા હોય તો તેથી રાજ્યનું રક્ષણ થાય પરંતુ તેથી વધારે બળવાળા બીજા અનેક હોય તેનાથી રાજ્યનું રક્ષણ ન થાય

શ્લોક.

મીઠાં મોટાં અતિરો, પત્રે ભરિયા અસંખ્ય સંખ્યામાં, ૨
મૂલ્ય ગણે નવ કાંઇ, અંક વિના છે નકામુ ભંખ્યામાં.

વીરકેતુ—આર્યનું કેવું યથાર્થ છે. વસિષ્ઠ જેવા પુરોહિત, તમારા જેવા સચિવ અને આ મર્મના જેવા કાર્યોત્માદી સામ તેના અતિ શ્રમ વડે પણ સુખશાંતિ જોવામા નથી આવતી ત્યારે મનુના વચનનું સ્મરણ અવશ્ય કરવા જેવુ છે

શ્લોક

જન્મે જનો જગત વિષે ઘણેરા,
ઉંચા કુળે ધાન્ય ધને ભરેલા;
જે રાજ્ય ભોગી મહિષી જણેલા,
તે ઇશ્વરાંશી નૃપતિ ગણેલા. ૩

આમતો—( માથુ હલાવી ) એમા શો સંદેહ ? મનુનું કેવુ યથાર્થ છે ( દ્વારપાલક પ્રવેશ કરે છે )

દ્વારપાલક—( નમન કરી ) આર્ય ! બારણે રાજ્યવારાંગના વેશ્યિકા બે નવીન દક્ષિણદેશીય બાળાઓ અને ચાર તદ્દેશીય પુરૂષો સહ આવી ઉભી રહી છે તો આર્યની શી આજ્ઞા છે ? ( આ )

વીરકેતુ—જા જઇ તેને કેંક ગજાણે આવે ત્યારે આવજે

સુષેણ—અરે વીરકેતુ ! એમ કેમ કહેવાય ? " લેવે લાકડ અને આપવે પથ્થર " એવું અંધેર રાજ્ય પુરૂષો ચલાવવા લાગ્યા છે એમ વિટ વેશ્યાદિ જ્યાં ત્યાં બોલે, માટે ભલે તેમને આવી જવા દો. આપણુ કષ્ટ તે શું જાણે ! ( ૬ )

---

૨ અપ્રિય—વળી. શ્લોક—ગીતિ પત્રે—કાગળમા ભંખ્યામાં—કહેવામા. ' એકડા વિના સો મીંડા ' એ લોક કથનનો અનુવાદ છે માટે લોકોક્તિ

૩ શ્લોક—ઇંદ્રવજ્રા. રાજ્ય ભોગી—રાજ્યના ભોગદાર મહિષી—રાણી

( આ ) દક્ષિણદેશીય—દક્ષિણ દેશની તદ્દેશીય—તે દેશના-દક્ષિણ દેશના. દ્વારપાલકની ઉક્તિ ભારતી વૃત્તિ સૂચવે છે " ભારતીવૃત્તિ સર્વત્ર યોજી શકાય " એવો નાટ્યશાસ્ત્રનો ઉપદેશ છે ( ૬ ) વિટ-ભાંડ

**વીરકેતુ**—જેવી આર્યની ઇચ્છા. ( દ્વારપાલકને ) જા તેમને બોલાવી લવ્ય ( નમન કરી દ્વારપાલક જાય છે અને વારાંગના સર્વ સાથે પ્રવેશ કરે છે )

**વેણિકા**—( નમન કરી અભિનય સહ ) પ્રધાનજીને અને સર્વ મસાસ દોને પ્રણામ કરૂ છુ. રાજાધિરાજ હજી સુધી આવ્યા નથી ખરૂ કની મહારાજ?

**વીરકેતુ**—ના નથી આવ્યા કઇ ગામ ગય અવળી તો નથીને?

**વેણિકા**—નારે મહારાજ ના. રાજાધિરાજ મૃગયાએ ગયા પછે દાન પુણ્યાદિ શુ ઓછુ થાય છે કે કોઇ અવળુ બોલી શકે! વાહવા! શુ ઉત્તમ પ્રકારે ગ્ર ગ્રન્થી બુધ્ધિના વખાણુ થઇ રહ્યા છે! ( ૬ )

**સુષેણુ**—વેણિકા! આજે નૂતન બાળાઓને અને બે ત્રણ બીજા પુર ષોને આજ કઇ સાથે તેડતા આવ્યા છો?

**વેણિકા**—મહારાજ! આ તો હુ દક્ષિણ દેશ ભણી ગઇ હતી, ત્યાંથી રાજાધિરાજનુ અને આપ સર્વનુ મન રંજન કરવાને આમને સાથે તેડતી આવી છુ મહારાજ! આપણા દેશ કરતા એણીપાના લોક ગાયનકળામા વધારે પ્ર વીણ હોય એમ મને લાગ્યુ, તે પરથી એમને લેતી આવી

**વીરકેતુ**—વાઢ ત્યારે કઇ રંગ રાગ ચાલવા દો, અથવા દેવશ્રી આવે ત્યારે રાખજો

**વેણિકા**—છોકરીઓ ઉઠો તૈયાર થાવ ( વાદ્યવાળાને ) તમે વાદ્ય મેળ- વી દો મહારાજ! રાજાધિરાજને અમારી કુશળતા બતાવી અર્થપ્રાપ્તિ તો આપનેજ હાથે થવા ઠીકની, તેથી અમારે તો પે'લા આપ સર્વને પ્રસન્ન કરવા જોઇએ

**સુષેણુ**—( સસ્મિત ) ત્યારે શુ દેવશ્રી પધારે તે પ્રસંગે વધારે અર્થ પ્રાપ્તિ અમારા વડે થઇ શકે તે સારૂ આ યત્ન છે? ( ૭ )

**વેણિકા**—ના મહારાજ ના આ તો દેવશ્રી પધારે ત્યારે અમારી કઇ ખોડખાપણુ હોય તે સુધરી રહેવા સર્વને શ્રમિત કરવા આવી છુ.

**વીરકેતુ**—વાઢ ચાલવા દો. પણ હજી વાદ્ય મળ્યા નહિ હોય!

---

( ૬ ) અહી વેશ્યાએ કરેલી પ્રશંસા એ માગણજનનો સાધારણ સ્વભાવ સૂચવે છે માટે સ્વભાવોક્તિ ( ૭ ) અર્થપ્રાપ્તિ—દ્રવ્યની પેદાશ.

વેણિકા—ના મહારાજ ! સર્વ તૈયાર છે. ટાં આનવા ઘો. (ઉત્તમ પ્રકારનાં વાદ્ય વાગે છે અને બે બાળાઓ અભિનય પૂર્વક ગાય છે તથા નાચે છે.)

ચતુષ્પદિકા.

પે'લી બાળ—

સારી મારી સારી શોભા, મનલોભા, સારી સારી સારી શોભા,

બીજી બાળ—

ગમ ગમ ગમ દુ:ખના, જઇ સુખના, દિન થાઓ થાઓ;

પે'લી બાળ—

પપ પપ પપ પુરા, તન શૂરા, પપ પપ પપ પુરા,

બીજી બાળ—

નિનિનિનિનિનિ નવલા, નૂને અમના, મળી જાઓ જાઓ. ૪

સુષેણ—ધન્ય છે ધન્ય છે, વાહ ! બહુ પરિશ્રમ કર્યો જણાય છે

સર્વ સભાસદ—વાહવા ! વાહવા ! !

સુષેણ—વીરકેતુ ! કોશાધિકારીને કે'વડાવો કે એમને બે સહસ્રનાં વસ્ત્રાદિકનું પારિતોષ આપો.

વેણિકા—મહારાજ ! આપના પારિતોષથી મદિર પૂર્ણપણે ભરાઇ ગયું છે. હવે તો વર્ષાસનની રકમમાં કંઇ વધારો થયાની આશા છે.

---

૪ આ ચતુષ્પદિકામાં 'સારીગમપધનિ' એવા ગાયનના સાત સ્વર સૂચવ્યા છે માટે સુદ્રાલંકાર મનલોભા—મનને લોભાવનારી નવલા—નવીન સ્ત્રી નૂને—પુરૂષને. અમળા—નિર્મળ—પવિત્ર. આ ગાયનમાં ઉદ્દેશ વિના પણ દુઃખને અંતે નૂતન સ્ત્રી મળો એવો આશિર્વાદ છે તે રાજાને તપતી મળવા રૂપ ભાવિ અર્થનો બોધક છે માટે તુલ્યઇતિવૃત્તતા નામે પતાકાસ્થાન વર્ણાયું છે. આ ગાયનમાંથી અર્થવાળા શબ્દો લેઇને જુદા લખીએ, તો

શોભા મન લોભા શોભા, પૂરા તન શૂરા પૂરા;
દુઃખના, જઇ સુખના, દિન થાઓ થાઓ,
નવલા, નૂને અમળા મળી જાઓ જાઓ. શોભા૦

આ પ્રમાણે ત્રિપદિકાનું ગાયન થાય છે

**વીરકેતુ**—તેમ પણ કરી આપવામા આવશે કન્ચુકી ! દેશાધિપતિને આર્ય સચિવની આજ્ઞા વિદિત કરચ ( એવે દ્વારપાલક પ્રવેશ કરી આ પ્રમાણે કે' છે. )

**દ્વારપાલક**—( નમન કરી ) નગર રક્ષક દશ બાર ચૌરકર્મકારને પકડી લઈ આવ્યા છે, અને કા'વ્યુ છે કે, ન્યાયાલયમા લઇ જવા જોગ તેમનો દેહ દષ્ટિગોચર થતો નથી ( ऊ )

**સુષેણ**—( વિચાર કરી ) નગરરક્ષકને કે' કે તે સર્વને પુરપતિપ્રાસાદદ્વાર પાસે ઉભા રાખે હું ત્યા આવી તેમને જોઈશ ( ऋ )

**દ્વારપાલક**—( નમન કરી ) જેવી આર્યશ્રીની આજ્ઞા ( જાયછે )

**વીરકેતુ**—આર્ય ! કોઇ ક્ષુધાર્થી હોવા જોઇએ

**સુષેણ**—એમજ હશે ( એવે મધ્યાન્હ કાળ થવાની સૂચના નેપથ્યમાં થાય છે. )

શ્લોક

માથે મધ્યાન્હ કાગે દિનમણી જનને, આવી કેવો રહ્યો છે,
જાણે ક્રોધી તપસ્વી તપ જપ તજવ્યે, થાય તેવો થયોછે,
વા શત્રુશીર્ષ સામે સચિવજી અધુના, ક્રૂર દષ્ટેર્યા ભાળે,
જોતા એ વિધ વૈરી શરીર ધગધગે, ઝાળ ઝાઝેરી ઝાલે ૫

**વીરકેતુ**—અહો મધ્યાન્હકાળ થયોને શુ !

**સુષેણ**—હા મધ્યાન્હકાળ થયો, તમે પણ મારી સાથે ચાલો પેલા ચૌરકર્મ કરનારનો નિર્ણય કરી નાખીએ

**વીરકેતુ**—આર્યની જેવી ઇચ્છા

---

( ऊ ) ચૌરકર્મકારને—ચોરીનુ કામ કરનારને ન્યાયાલયમા—ન્યાય કરવાની કચેરીમા દષ્ટિગોચર થતો નથી—જોવામા આવતો નથી.

( ऋ ) પુરપતિપ્રાસાદદ્વાર—રાજાના મહેલનુ બારણુ

૫ શ્લોક—સ્રગ્ધરા દિનમણિ—સૂર્ય જાણે ઈ૦—જાણે કોઇ તપસ્વીને તપનો જપ વજાવ્યાથી તે જેવો ક્રોધી થાય તેવો થયો છે શત્રુશીર્ષ—શત્રુઓના માથા અધુના—હમણા

**સુષેણુ**—ત્યારે ચાલો જઈ જોઇએ. ( એમ કહી સચિવ ઉઠે છે અને બીજા સર્વ પણ ઉઠી એક પછી એક ચાલ્યા જાય છે )

( દશ બાર ખેડુતો સાથે ત્રણ ચાર ચોકીઆતો પ્રવેશ કરે છે. ખેડુતો આઘા દોડી જાય છે તેમને, )

**પ૦ ચોકીઆત**—અરે નરપશુઓ ! આમ સીધા મરો નીકર મો ભાગી જશે ગોલાના ગધેડાની પેઠે આમથી તેમ નાસતા શરમ નથી આવતી? પાશરા ચાલો છો કે આ ચોકીઆતોને હાથરસ ઉતારવા કહુ ? ( ऋ )

**મુખી ખેડુત**—બાવ્ય બાવ્ય અલ્યા તારૂ મૂહુ. નગરપાળ દાદાએ કહ્યુસે તે ભૂલી ગિયો હઇશ મેર મારા કોડા જરા આખ્યનીએ હરમ પડશે- દેની અલ્યા જો તો ખરો, હુ અમે ચોર સઇએ ? વખાના મારયા તો મોટા મોટા ભરામણો પણ ગમે તિમ કરેસે

**બી૦ ચોકીઆત**—( મુખી ખેડુતને એક ધોલ મારે છે ) નગરરક્ષકે કહ્યુ છે તેથીજ ત્યા સુધી જીવતા જઇ શક્શો નીકર તો તમે જે કર્મ કર્યું છે તેના બદલામા કયારનીએ કરણુની માળાઓ કોટમાં પડી હોત અને હાથ પગ કપાત ત્યારે ચોરી કેમ કરાય છે તે જાણુવામા આવત ( ऌ )

**બીજા ખેડુતો**—બાપા જવા ઘોને હીધા ચાલિયે આપણી દાદી હીખામણુ દેતા હતા તે ભૂલી જિયા તિમણે નો'તુ કહ્યુ કે છોકરા હરકારી માણુહા એ તો આ લોકના જમડા જેવા હમજવાં ઇ કે' ઇમ હીંડો પરધાન બાપો આપણુને આ્યા નથી જાણુતા ? ( ॡ )

**ત્રીજો ચોકીઆત**—જો જીવતા જાગતા ઘેર જવુ હોય તો અમે જ્યા લઇ જઇએ, ત્યા બોલ્યા ચાલ્યા વગર ચાલો

**ત્રી૦ ખેડુત**—અલ્યા મિડ્યા હિડ્યા તો ની ચાલિયે અવળા ઘાણીમાં ઘાલી પીલી નાખો એ'ને અમારેય દેખવુ ની ને દાઝવુ ની ( ए )

---

( ऋ ) ન ર લો નરપશુઓ—નર રૂપી પશુઓ !

( ऌ ) કરણુની માળાઓ—જેનો વધ કરવાનો હોય છે તેને કરણુના ફૂલના હાર પહેરાવવાનો પૂર્વે સપ્રદાય હતો હાથ પગ કપાત—ચોરીને માટે પૂર્વે એ શિક્ષા ઠરાવેલી હતી

( ॡ ) ઈ—એ એ કહે એમ હીંડો ( ए ) ની ચાલિયે— નહી ચાલીએ ( ની—નહી )

**ચો૦ ચોકીઆત**—( એવુ બોલનારને ધકકો મારી ) વગર મોતે મરવાના થયા છો ? અમારા તો હાથ હળવળી રહ્યા છે પણ શુ કરીએ ?

**ચો૦ ખેડુત**—અલ્યા તુ હરકારી ગાણુઠ તિમા ગારેસે કે ? અમે બારજણા સીએ તે તમારા હથિઆરાએજ તમારો કૂરો કરી નાખીએ પણ હુ કરીએ ! વખના માર્યા સીએ ના તારે કે'વુ હોય તિને કે', નથી આવતા

**પે૦ ચોકીઆત**—અલ્યા શુ તમે અગને નથી ઓળખતા ? અરે જુઓ છો શુ ? મારી ધકકા ને કરો આગળ, અને ન માને તો કાપીનાખો માથા ( ત્રણ ચોકીઆતો ધકકા મારે છે અને એક હથીઆર ઉગામી ઉભો રહે છે )

**પાંચ૦ ખેડુત**—ભાઇ સાલો ને સાલો, ગિયા વગર કઇ સૂટકો થવાનો સે. એ હકમદાર અને આપણે હકમ વના !! ( તેનુ કે'વુ માની ધકકા પાડુ ખાતા સર્વે ખેડુતો જાયછે )

( પુરપતિપ્રાસાદ પાસે ખેડુતોની વાટ જોઇ નગરરક્ષક ઉભો રહ્યો છે તે આવતા ખેડુતોને તથા ચોકીઆતોને જોઇ )

**નગરરક્ષક**—ઠીક થયુ તમે એમને લાવ્યા તે આર્ય સચિવજી હમણા અહીં પધારશે એમણે ઘેર જતા અહીં આવવાનુ કહ્યુ છે અને રાજ્ય સભા સ્થાનથી નીકળી ચૂકયાછે ( ઐ )

**પે૦ ચોકીઆત**—આપે કહ્યુ કે એમને માર્યા કુટયા વગર લઇ આવો તે એમણે સાભળેલુ હોવાથી અહીં આવતા મોટુ તોફાન મચાવ્યુ અને અમને મારવા સુદ્ધા ઉઠયા

**નગરરક્ષક**—પછે પછે કેમ થયુ ?

**પે૦ ચોકીઆત**—પછે તો એજ તો, અમારી શી સત્તા છે, તે એમને જણાવી જ્યાં ત્યા કરી અહીં સુધી લાવ્યા

**નગરરક્ષક**—અરર ! ઘણુ ખોટુ થયુ ! એમા એક તો ગામનો મુખી છે આવુ અનુચિત કામ એ કોઇ દિવસ કરે નહિ, પણ શુ કરે ? જોત જોતામા દુકાળે સર્વ દેશ દુર્બળ કરી નાખ્યો છે, એટલે અન્નપાણી વગર મોટા મોટા ઋષીશ્વરો પણ ગમે તેવા કામ કરવા લાગ્યા છે આના

( ઐ ) પ્ર ૩ જો.

પ્રસંગ તો હમણાં ઘણા આવશે. માટે જો આમ આજ્ઞાનુ ઉલ્લંઘન કરશો તો મોટામા મોટુ શાસન કરવું પડશે (ઓ)

**મુખી ખેડુત**—નગરપાલ દાદા! અમને આમણે બહુ માર્યા. બાપજી અમે શુ કરીએ? દૈવે દુબળા કીધા.

**નગરરક્ષક**—પટેલ! હજી તો પ્રધાનજી તમને એથીએ વધારે મારવાની આજ્ઞા કરશે. રાજ્ય તરફથી જેને જેટલુ જોઇએ તેટલુ અન્ન પાણી મળે છે, સતા તમે ચોરી શા કાજે કરી?

**પે૦ ખેડુત**—પણ બાપજી તે અમે શુ જાણીએ? રાજા બાપો નથી એટલે તમે બધાય અમને મારીજ નાખવાના સો

**નગરરક્ષક**—અરે પટેલ! જરા ધીરા થાવ, જો તમે કઇ વાકુ ચૂકું નહિ બોલો તો તમને છોડી મૂકાવીશુ અને અન્નપાણી પણ તમારે જોઇએ તેટલુ અપાવીશુ

**બી૦ ખેડુત**—મેર કે મેર સાનો રે'ને નગરપાળ બાપો આપણુ હરવે હારૂ કરહે બાપુ! અમે કઇએ ની બોલીએ. જેમ તમારે કરવું હોય તેમ કરજો

( કચુકી સહ પ્રધાન અને સેનાપતિ પ્રવેશ કરે છે )

**સુષેણ**—કેમ સર્વજીત! આ લોકોએજ ચૌર કર્મ કર્યું છે કે? અરે પટેલીઆઓ! તમે કેમ એવુ નીચુ કામ કર્યુ? દેખાવછો તો સારા માણસ! તમે શી ચોરી કરી કે આ દશાને પામ્યા?

**નગરરક્ષક**—આર્ય એમણે—( તેને બોલતો અટકાવી )

**સુષેણ**—સર્વજીત મારો પ્રશ્ન તમારા પ્રતિ નથી. બોલો ભઇ તમે કેમ ચોરી કરી? રાજદંડ લુચ્ચાઓ ગાટ છે, સાચાઓ માટે નથી બોલો તમારે એમ કેમ કરવુ પડયું? ( કોઇ જવાબ દેતા નથી તેથી ) અરે કેમ બોલતા નથી? શુ કહુ છુ કે તમારે કોઇ પણ પ્રકારનો ભય નથી ( છતા બોલતા નથી તેથી સેનાપતિ તેમને )

**વીરકેતુ**—ભાઇઓ! જે હોય તે ખરેખર કહી દો. આર્ય સચિવજી

(ઓ) અનુચિત—અઘટિત હમણા—આ દુકાળના વખતમા શાસન-શિક્ષા

તમને પૂછે છે. એ તમારૂં ભલું થાય તેમ કરશે. ( કોઇ જવાબ દેતા નથી તેથી ખીજવાઇ જઇ ) અરે ચોકીઆતો ! જો એ ન બોલે તો જાઓ એમને કારાગૃહમાં પૂરી દો. ( તેથી સર્વ બેહુતો કંપે છે અને મુખી આ પ્રમાણે બોલે છે ).

**મુખી**—બાપુ અમને પુરપાળ દાદાએ બોલવાનું ના કહ્યુંસે તે કિમ બોલાય ? કહ્યુંસે કે જો બોલશો તો પરધાન બાપો મારી નાખસે.

**વીરકેતુ**—શું સર્વજીત આ સાચું કે'છે ? વારૂ એ વાતનો નિર્ણય પછેથી કરાશે; ભાઇ બોલો તમને કોઈ મારી નહિ નાખે. કહો તમે ચોરી સા કાજે કરી ?

**મુખી**—ઇમાં હું પુસોસો ? રાજા બાપો નાહી ગિયાસે, તાણુંતુ હરવે દેહમાં અને અંદરરાજાને તાં અંધેર અંધેર થી રયુંસે. અમને ખાવાનું ના જડયું તાણે આહીં આયા, અને જે ખાતાતા તિગની કનેથી ઝોંટી લઇ ખાધું. તિમાં તે અમારો હો દોહ, જે આ બધા અગને મારય મારય કરેસે ? હોવ, રાજા બાપા વગર આખો દેહ દખી થાયસે. કહ્યું સેકની કે " ધણી વના ઢોર હુનાં. " ( ઔ )

**સુષેણ**—પટેલ ! જેટલું જોઇએ તેટલુ અનાજ તમારા ગામમાં ગાડાં ભરી લઇ જાવ બીજુ જોઇએ તો મંગાવી લેજો.જે ભૂખે મરતા હોય તેને અન્ન આપી કૂવા ખોદાવજો. અન્ન ખૂટી પડે તો બીજું મંગાવી લેજો. પણ તમે હમણાં કરી તેવી લુંટફાટ કરશો નહિ.

**મુખી**—વારૂ આપજી ! જો ઇમ હોય તો કિના દી રૂઠયા સે કે આવું કરે ? ( क )

**સુષેણ**—તમારી આજુ બાજુના સર્વ લોકોને કે'જો કે રાજ્ય તરફથી જેટલુ જોઈએ તેટલું અનાજ લઇ જવું, પણ કંઇ તોફાન કરવું નહિ, કે ભૂખે મરવું નહિ. વીરકેતુ ! અનાજના ગાડાં ભરી દેશાવર ખાતે ફેરવવાની આજજ આજ્ઞા કરી દો. પટેલિયાઓ તમે આમની સાથે જાવ. તમારે જેટલું

---

( ઔ ) રાજા બાપો ઈ૦—રાજા બાપો નાશી ગયા છે, ત્યારનું સર્વે દેશમાં અને ઇદ્ર રાજાને ત્યાં અંધેર અંધેર થઇ રહ્યું છે. તાણે—ત્યારે. દોહ—દોષ.

( क ) કીના—કોના. દી—દિવસ.

જોઈએ તેટલું અનાજ અપાવશે. ( એવે દ્વારપાલિકા પ્રવેશ કરી આ પ્રમાણે પ્રધાનજીને કે' છે )

**દ્વારપાલિકા**—( નમન કરીને ) આર્યને રાજમાતા ઉતાવગે બોલાવે છે હું રાજસભામા તથા આર્યના મંદિર સુધી આર્યને જોઇ વળી, અને પછે અહીં આવ્યાની શોધ લાગવાથી અહી આવી.

**સુષેણ**—હા ચાલો હુ આવુ છુ વીરકેતુ, આ ખેડુતોને જેટલુ જોઇએ તેટલુ અનાજ અપાવો અને સર્વજીત સબંધે શુ છ તેનો તપાસ કરો. ( એમ કહી દ્વારપાલિકા સહ પ્રધાન જાય છે )

**વીરકેતુ**—( ખેડુતોને ) ભાઇઓ મારી સાથે ચાલો ( સર્વજીતને ) તમે મને થોડી વાર પછે મળજો. ( સવે જાય છે )

( મહા શોકથી પીડાતા રાજમાતા બેઠા છે અને દ્વારપાલિકા પ્રવેશ કરે છે ) ख

**દ્વારપાલિકા**—( નમન કરી ) માતાજી હુ કુલપતિ પાસે જઇ આવી

**સુદિવ્યા**—( સાવધ થયાનો અભિનય કરી ) હા ઠીક થયું એમણે શુ કહ્યુ ? ( આમ તેમ જોઇ ) આટલામા કોઇ નથી ને ? જા જોઇ આવને

**દ્વારપાલિકા**—( આજુ બાજુ જોઇ આવી ) ના માજી કોઇએ નથી

**સુદિવ્યા**—ત્યારે કે' એમણે શુ કહ્યુ ?

**દ્વારપાલિકા**—એમણે કહ્યુ કે જો એમજ હોય તો ભલે જવા દો, તપોવનમા આપણા વામદેવ છે તે પૂર્ણપણે સંભાળ તો રાખશેજ, સતા હુ અહીથી એક વિદ્યાર્થીને સાથે મોકલીશ ( ग )

**સુદિવ્યા**—પણ એને આશા છે તે વાત તે કહી કે નહિ ? ( घ )

**દ્વારપાલિકા**—હા તે પણ કહ્યુ, ત્યારે તેમણે કહ્યુ કે કાંઈ હરકત નહિ, સતા એ વિષે વૃદ્ધ સુષેણના અભિપ્રાય પ્રમાણે કરવુ ( એવે દ્વારપાલિકા સ. સુષેણ પ્રવેશ કરે છે )

**સુષેણ**—(નમન કરી ) માજી ! સેવકના પ્રણામ અંગીકાર કરશો

---

( ख ) પ્રવેશ ૪ થો. ( ग ) જવા દો— સુલોચના પોતાના સ્વામીનો શોધ કરવા જાય છે, તેને જવા દો ' એ સબધ આગળ ઉપર ખુલ્લો સમજાશે

( घ ) આશા છે—ગર્ભ છે

**સુદિવ્યા**—ભાઇ ! તમે તો અમે સર્વની જીવનદોરી છો મારી વાત સાભળો એવા પુણ્યશાળી પુરૂષ સ્વર્ગમા જઇ બેઠા; અને ડાહ્યા દીકરાએ દુ:ખસાગરમાં નાખ્યા, તે સમુદ્રમાં ગોથાં ખાઇએ છીએ. પણ તમરૂપ અભગ નૌકા ગળી જવાથી શુ દુ:ખ છે, તે જાણી શકતા નથી. ( ૯ )

**સુષેણ**—માજી ! એટલી બધી પ્રશંસાને હું પાત્ર નથી. મારે મારૂં કામ થાય એ પ્રકારે કરવું તેમા કોના પર ઉપકાર કરવા જેવું છે ? તમારે કઇ પણ દુ ખ મનમા લાવવું નહિ; કાલે આવીને દેવશ્રી ઉભા રે'ગે.

**સુદિવ્યા**—ભાઇ ! પણ એક નવુ પરેડ ઉભું થયુ છે તેનું કેમ કરવું ? મને તો એકે રસ્તો સુઝતો નથી. ( એવે સુકેશી પ્રવેશ કરે છે અને સચિવને બેઠા જોઇ, )

**સુકેશી**—( સ્વગત ) વાહવા ! જોગ તો ઠીક છે ( કને જઇ નમન કરી પ્રકાશ ) માતાજી ! દેવીએ કા'વ્યુ' છે, કે હવે મારી પ્રતિજ્ઞા આડો માત્ર એકજ દિવસ રહ્યો છે. ( નમન કરી ) માતાજી ! હુ રજા લેઉછુ. ( ચ )

**સુદિવ્યા**—( સકોપ ) વારૂ જાવ, એમને અહીં મોકલો ( સુકેશી જાય છે ) ભાઇ સુષેણ ! સાંભળ્યું'કની. અહીં તો આમ છે મારા કયા ભોગ લાગ્યા કે હું જીવતી રહી ( માથે હાથ દઇ ) હજીએ રડયુ મોત કયારેય આવશે !

**સુષેણ**—માતાજી ! તમારા જેવા સમજુએ શોક કરવાનુ કઇ કારણ નથી જો તમે એમ કરશો તો પછે અમારી શી વલે થશે ? મે સુકેશીએ કહ્યુ તે સાભળ્યું તો ખરૂ પણ કાંઇ સમજયો નથી; જો બાધ ન હોય તો તે મને સમજાવશો

**સુદિવ્યા**—ભાઇ તમારો તે બાધ હોય ? આ તો આપણી સુલોચના ઓ હઠ લઇ બેઠી છે, કે મને જ્યા આર્યપુત્ર ગયા છે ત્યા જવા દો નીકર પાંચ દિવસમાં હું મારો પ્રાણ અહીં રહે રહે એમને અર્પણ કરીશ ભાઇ મારે તે કાંઇ એક પાતીનુ દુ:ખ છે ? એને તે એમ એકલી મોકલાય ? એનાં માબાપ જાણે તો આપણને શું કે' ?

---

( ૯ ) પુણ્યશાળી પુરૂષ—સ વરણનો મરનાર પિતા—સુદિવ્યાનો પતિ

( ચ ) પ્રતિજ્ઞા—અમુક મુદતમા સ્વામી ઘેર ન આવે તો તેમની શોધ માટે જવાની સુલોચનાની પ્રતિજ્ઞા

સુષેણ—( મદા વિચારમાં પડી ગયા જેવો અભિનય કરી બેસી રહે છે ).

સુદિવ્યા—ભાઇ ! કેમ કાંઇ બોલ્યા નહિ ? જો તમને આટલો બધો વિચાર થઇ પડે છે, તો અમો સ્ત્રીઓની તે કેટલી ગતિ કે સહનશીલતા હોય ?

સુષેણ—( નિઃશ્વાસ નાખી ) માતાજી ! તેમ થવા દ્યો; એ હિતકર છે. અથવા કુલપતિને પૂછી જોઇ એ જેમ કે' તેમ કરો. એ માટે એ વગર બીજો માર્ગ નથી. દેવી અવશ્ય કંઇ અવળું કરી બેસશે માટે એ વાતનો નિકાલ સત્વર કરવો જોઇએ. ( છ )

સુદિવ્યા—ભાઇ ! એ તો ખરૂં, પણ વર વહુ અને જો પરમેશ્વર આપે તો વળાવો એ ત્રણે જવા જેવું છેઃ એટલે સમજ્યા કની, એને પરમેશ્વરની અને કુલપતિની કૃપાથી આશા છે. ભાઇ તમે કો' છો તો ખરા પણ એવીને કેમ મોકલાય બા ! ( જ )

સુષેણ—(નેત્ર બંધ કરી અતિ વિચાર કરી કેટલાક સમય પછે) ત્યારે તો એ માટે કુલપતિને પૂછવું જોઇએ; બાકી દેવી દેવશ્રીને જરૂર લઇ આવત તો ખરાં.

સુદિવ્યા—ભાઇ ! કુલપતિને મેં પૂછાવ્યું ત્યારે તેમણે પોતાના શિષ્યને સાથે મોકલવાનું કે'વડાવી એને મોકલી દેવાનું જ જણાવ્યું છે અને તમારો અભિપ્રાય પૂછવો, એમ બીજી વાત કહી છે. પણ રડી મને કેમ કંઇ સઝ પડતી નથી ? તમારા બેનો વિચાર તો ગળતો આવ્યો. કહ્યું છે ને કે, " સો શાણાનો એક મત. " ( એવે સુલોચનાને આવતી જોઇ ધીમેથી ) હવે તમારી ધ્યાનમાં આવે તેમ કરો; આ એ આવી.

---

( છ ) એ હિતકર છે—એમા ગર્ભિત અર્થ એવો છે કે રાજા તપતી સાથે આસક્ત થયો છે, તે સુલોચનાને ત્યા લેઇને રારમારો અને કદાચ તેને રાજી રાખવાને તેની સાથે વેર પણ આવરો.

( જ ) વળાવો—પરગામ જતાં સાથે વળાવો રાખવો પડે છે તે. વર ( સંવરણ ) તો ગયેલ જ છે; વહુ ( સુલોચના ) તેની શોધે જાય છે; અને તે ગર્ભવતી છે, માટે તેને સતાન થાય કે જેથી વરાનો તંતુ રહે, તે પણ સુલોચના જવાથી જાય છે.

સુલોચના—( નમન કરી નીચું જોઇ બેસે છે ).

સુષેણ—દેવિ ! તમે ન જાવ તો કેમ ? દેવશ્રી થોડા સમયમાં અવશ્ય આવશે.

સુલોચના—( કંઇ પણ બોલ્યા વગર રે'છે. )

સુદિવ્યા—અલી ! કેમ કાઠ બોલતી નથી ? તારે જે કરવું હોય તે કહી નાખ્યને એટલે એનો ઉપાય સૂઝે ? તું જાણે છે કે એમને હમણાં નવરાશ કયાથી હોય ?

સુલોચના—મેં કોઇ દિવસ મિથ્યા પ્રતિજ્ઞા કરી નથી અને કરેલી પ્રતિજ્ઞા તોડનાર નથી.

સુદિવ્યા—લ્યો સુષેણ ! અહીં તો આમ છે. સત્યવાદીપણું તો અમારાજ ઘરમાં આવી ભરાયું છે. પ્રભુ ! આ દુઃખ જોવા મને શે જીવતી રાખી ?

સુષેણ—માજી ! સંતાપ કરવાનું કંઇ કારણ નથી. ભલે દેવીને જઇ આવવા દો. તપોવનમા આપણા વામદેવ વરૂણને ત્યાંથી આવ્યાના સમાચાર સાંભળ્યા છે, તેમના આશ્રમમાં જઇ રે'શે. વળી કુલપતિએ પોતાના શિષ્યને સાથે મોકલવાનું કહ્યુ છે, તો તેમને બોલાવી લ્યો. હું અમરસિંહ તથા રણજીતસિંહને રક્ષણાર્થે સાથે મોકલું છું એટલે કંઇ ચિંતા જેવું નથી. દેવી ! તપોવનમાં રે'વું પડશે, માટે તમારો સહચરી વર્ગ પણ જોઇએ તેટલોજ રાખજો. અમો સર્વને આશા છે કે જેમ શચી ઇંદ્ર સદ્મ આવે તેમ તમે અમો સર્વને સત્વર પધારી પ્રસન્ન કરશો. ( એવે દોડતો કંચુકી પ્રવેશ કરે છે. )

કંચુકી—કાંઇ આવશ્યક કાર્ય હોવાથી સેનાની વીરકેતુ આર્યને મળવા ઇચ્છે છે. તે આર્યની વાટ જોઇ રાજપ્રસાદદ્વાર પાસે ઉભા છે.

સુષેણ—માતાજી ! દેવીને જવા દો, સર્વ સારા વાના થશે. હું દેવશ્રીનો રથ તથા ઉપાધ્યાય સામ તેને મોકલું છું. ( એમ કહી નમન કરી જાયછે )

સુદિવ્યા—( રોઈને ) જાવ ત્યારે તૈયાર થાવ. દ્વારપાલિકા ! જા જઇ કુલપતિના શિષ્યને બોલાવી લાવ. હું પણ પરવારી લઉં. ( એક પછી એક સર્વ જાય છે )

( રાજમેહેલના દ્વાર પાસે વિચારગ્રસ્ત સેનાપતિ ઉભો છે અને પછેથી ત્યા કંચુકી સાથે સચિવ પ્રવેશ કરે છે ).

વીરકેતુ—( નમન કરી ) આર્યની આજ્ઞાનુસાર પેલા પરેલિયાઓને સર્વ અપાવ્યું અને પછે હુ મંદીર ભણી જવા નીકળ્યો. રસ્તામાં મને આપણા પદ્મપુરદેશીય ચાર ઉતાવળે આવતા જણાયા તેમને મેં ઉભા રાખી સમાચાર પૂછ્યા અને સત્વર આપને મળવા પાછો ફર્યો માર્ગમાં આવતા આપણો વીરપુરનો મર્યાદરક્ષક મળ્યો અને તેણે મને જોઇ આર્ય સચિવજી ક્યાં છે, એમ અતિ આતુરતાથી પૂછ્યું. મેં તેને આપને મળવાનું કારણ પૂછ્યું અને તે તેણે જ્યારે કહ્યું, ત્યારે ગભરાઇને આપ મહાજી સાથે મંત્ર કરવા બેઠાના સમાચાર જાણ્યા, સતા કંચુકીને મોકલ્યો. ( જ્ઞ )

સુષેણ—( ગભરાટ સાથે ) એ સમાચારથી મને સત્વર જાણીતો કરો; એમ થશે એવી મારી કલ્પનાજ હતી વારૂ ઠીક છે એ શત્રુઓ શું સમજી સામા થયા છે ? અને તેમણે શો શો યત્ન કર્યો છે, તે મને સત્વર જણાવો.

વીરકેતુ—આર્ય યત્ન શો ? પદ્મપુરપાલક અને વીરપુરનૃપ દેવશ્રી મૃગયાએથી આવ્યા નથી અને આપણા દેશમા દુકાળ પડયો છે એ ચારદ્વાર નિર્ણય કરી લઇ તે બને પુરના નૃપાળો એક વિચારવાળા થયા અને આ અષ્ટમીએ આપણા પુરને ઘેરી લેવાનો ઘાટ દઢપણે કર્યો જે આ પત્રાવલો- કથી આર્યને જણાઇ જશે આ પત્રપ્રાપ્તિ માટે આપણા ચારને ધન્યવાદ આપવો ઘટે છે ( ત્ર )

સુષેણ—( પત્રાવલોકન કરી રહી ) શુ એ બંને નૃપાળો આપણા પર પૂર્વનું વૈર લેવાનો આ સમય અનુકૂળ ગણે છે ? (શ્વાસોચ્છ્વાસ લઇ) વારૂ ઠીક

( જ્ઞ ) પ્ર. ૫ મો પદ્મપુરદેશીય—પદ્મપુરદેશના ચાર—દૂત મંત્ર કરવા—ગુપ્ત વિચાર કરવા.

( ત્ર ) દેવશ્રી—સવરણ રાજા ચારદ્વારા—ગુપ્ત દૂત રૂપી સાધનથી પત્રાવલોકથી—કાગળ જોવાથી. શત્રુ રાજાઓનો પત્ર તમારા હાથમા શી રીતે આવ્યો તેનો પણ ખુલાસો કરે છે આ પત્ર ઈ૦—અર્થાત્ આપણા છૂપા જાસુસોએ તે યુક્તિપ્રયુક્તિ વડે મેળવ્યો છે

છે ઠીક. અરે શુ એ એમ લખે છે કે મુખ્ય અગ જે નૃપાળ તેની ન્યૂનતા છે માટે કાર્યસિદ્ધિ ઉતાવળે થશે. અરે પણ એમ છે કે નહિ તે તેમને હુ બતાવી આપીશ. ભ્રાતા વીરકેતુ ! જો આમ છે તો એમનાથી શુ થવાનુ છે. (ट)

શ્લોક

ઉત્સાહ છે તન મને, ધન ધાન્ય પૂરા,
રાજ્યાગ અગ તવ શો, અરિ કે' અધૂરા,
ધારયા મને તરક જે, સહુ ધૂળ થાશે,
સેનાનીં આમ કરિયે, ઉભયે વ'વાશે　　　૬

વીરકેતુ—આર્યની ઇચ્છાનુરૂપ વર્તવા આખુ રાજ્યમડળ તૈયાર છે એમ નિ શંકપણે સમજવુ

સુષેણ—( કચુકીને ) જાવ તમે જઇ સર્વજિતને બોલાવી લાવો ( કચુકી જાય છે ) વીરકેતુ ! સમજ્યાકની ? (ठ)

વીરકેતુ—મ ત્ર પટકર્ણી નજ થવો જોઇએ. વારૂ હવે કેમ કરવુ ? સમય અતિ સાવધ રે'વા જેવો છે, પછે તો આપ ધારતા હો તે ખરૂ. મારા વિચારમાં તો એમ છે કે પદ્મપુર પાલકને મારે જઇ રોકવો અને સમરસિહ તથા રણજિતસિહે મોટા સેન સહ વીરપુર નૃપ સામે જવુ અને આપે નગરનુ રક્ષણ કરવુ (ड)

(ट) શ્વાસોશ્વાસ લેઇ—ક્રોધનો અભિનય કરી મુખ્ય અગ જે નૃપાળ ઇ૦—રાજા, મત્રી, કોશ, સેના, દેશ વગેરે રાજ્યના આઠ અ'ગ ગણાય છે, તેમા રાજા એ મુખ્ય અગ છે આમ છે તો—હવે પછીના શ્લોકમા કહેવાશે તે પ્રમાણે છે તો

૬ શ્લોક—વસતતિલકા ધાર્યા ઇ૦ શત્રુઓએ મનમા જે તર્ક ધાર્યા છે તે સેનાની—હે સેનાપતિ ! આમ—આ રીતે—હવે પછી કહેવાશે તેમ ઉભયે-બન્ને શત્રુ રાજાઓ વવાશે—છેતરાશે—તેમના મનોરથ સિદ્ધ નહી થાય ઉત્સાહ-સ્થાયીનુ પોષણ કર્યુ છે માટે વીર રસ શોકાદિથી રહિત શૌર્યાદિનુ વર્ણન છે માટે સાત્વતી વૃત્તિ

(ठ) સમજ્યાકની—કચુકીને દૂર કરવાનુ કારણ સમજ્યા કે નહિ ?

(ड) મત્ર—ગુપ્ત વિચાર પટકર્ણો—છ કાને ગયેલો. રાજનીતિમા કહ્યુ છે કે—

સુષેણ—( વિચાર કરી ) એ બે તો દેવીનું રક્ષણ કરવા તપોવનમાં ગયા હશે કે જશે એટલે ગણવાના નથી.

વીરકેતુ—હે દે ! આર્ય ! શું કો' છો ? દેવી નું તપોવનમાં ગયા અને એ બે જણ તેમની સાથે ગયા ! ( દંતથી અધર દાબી નિશ્વાસ નાખે છે ) ( ૮ )

સુષેણ—હા તેમ થઇ ચૂક્યું, એટલે હવે કંઈ કરવા જેવું નથી. કિન્તુ આ સમયે આમ કરવું મને ઉચિત લાગે છે (આમ તેમ જોઇ ધીમેથી) તમે રામસિંહાદિ રણચતુર એક સહસ્ર સામંતો લઇ વેણુ નદી ઉતરથી પદ્મપુરપાલને રોકી રાખો, અને એ નદીના જળમાં વિષપ્રયોગ પૂર્ણપણે કરાવો. તમે ત્યાં પોંચશો નહિ એટલામાં તો હું સર્વજિત કને સર્વ કૂપાદિનું જળ દૂષિત કરાવી દઇશ અને નાની સરણી જે વારણાવતી નદી રહી તેનું જળ જળયંત્ર વડે રોકાવી રાખીશ તમારે પદ્મપુરપાલ સાથે માત્ર એક યુદ્ધ કરી જીવતા રહેલા સામંતો સહ પુરમાં આવી જવું એટલે સર્વે સારાં વાનાં થશે હું મોટા સૈન્ય સાથે જઈ વીરપુરવાળા સાથે યથાર્થ યુદ્ધનો આરંભ કરીશ તમારા આવતા સુધી નગરનું રક્ષણ નૃસિંહ કરશે ( ળ )

---

" षट्कर्णो भिद्यते मंत्र श्चतुष्कर्ण स्थिरीभवेत् ।
द्विकर्णस्य तु मन्त्रस्य ब्रह्माप्यंत न गच्छति ॥ "

" છ કાને ગયેલો મંત્ર ફૂટે છે ચાર કાનનો મંત્ર સ્થિર રહે છે અને બે કાનના મંત્રનો તો બ્રહ્મદેવથી પણ પાર પામી શકાતો નથી

( ૮ ) દેવી તપોવનમાં રાજાનો રોધ કરવા જવાના હતા તે ગયા, એમ આ બે ભાષણોથી જણાવી દીધું છે આ બે ત્રણ ભાષણોમાં સુષેણ અને વીરકેતુની ઉત્સાહ, ક્રોધ, વિસ્મય, આદિક નાનાપ્રકારના ભાવવાળી ગંભીર ઉક્તિનું કથન કર્યું છે માટે સાત્વતી વૃત્તિનું સંલાપક નામે અંગ વર્ણવ્યું છે

( ળ ) શત્રુ પ્રતિ ભેદ દંડ રાજનીતિ કેમ યોજવી તે બતાવે છે તમે ઇ૦ વિષપ્રયોગ—કરાવો-પાણી ઝેરવાળું કરી નાખો કે જેથી આવતા શત્રુઓ તે પાણી પીએ તો મરી જાય દૂષિત કરાવી દેઇશ—ઝેર વગેરેથી બગાડી નાખીશ જળયંત્ર—જળ રોકવાના યંત્ર ( મધ્યમપદલોપી ) નૃસિંહ—એ નામનો સામંત પાછળ રહેવામાં આવ્યો છે તે

વીરકેતુ—આર્યની ધારણા યથાર્થ છે. આ સમયે એમજ કરવું જોઇએ. આર્ય! દેવશ્રી જેવા નિપુણ માટે મારા જેવા ક્ષુલ્લકે કંઇ પણ કે'વું ઉચિત નથી. કિન્તુ કોણ જાણે એમણે નિવૃત્તિપણું કેમ સ્વીકાર્યું હશે? (ત)

સુષેણ—એમાં એમનો દોષ નથી; કિન્તુ—

શ્લોક.

ભૂલ્યા બ્રહ્મા અને જે હર હરિ સરખા, દેવ દેવેંદ્ર મોટા,
તે ભૂલ્યે છે ભમાવ્યા નરવરનૃપતિ, કેમ કે'વાય ખોટા;
નામુંછું શીર્ષ જોડી કર અતનુ તને, ભાખું વૈરી ન સેવો,
જો સેનાની કદી કે અતનુ તનુ હતે, કેર હા થાત કેવો! ૭

વીરકેતુ—(નેત્ર સહ શીર્ષ હલાવી.) હાં હાં એમ છે? ત્યારે તો દેવશ્રી માટે કંઈ કે'વાયું તે ક્ષમા કરશો. એમને અહીંની ચિંતા રાખવાનું કંઇ કારણ પણ ક્યાં છે?

(ત) ક્ષુલ્લકે—અધમે—ઓછી બુદ્ધિવાળાએ. કિન્તુ—પણ. નિવૃત્તિપણું—રાજ્યમાં આવા ઉત્પાત છતાં વનમાં જઈ સ્વસ્થ બેસી રહેવાપણું.

૭ શ્લોક—સગ્ધરા. તે ભૂલ્યે—તેજ ભૂલ્યે (તૃતીયાંત કર્તા) નરવર પતિ (સંવરણ) ને ભમાવ્યા છે, તો તેમનેજ ખોટા કેમ કહેવાય? અર્થાત્ જેને જોઇને બ્રહ્માદિક ભૂલા પડયા છે તો પછી આ રાજા પણ તેવીજ ભૂલથી ભૂલા પડે એમાં આશ્ચર્ય નથી? કામનું બળ વર્ણવવાને તેને પ્રણામ કરે છે: નામુંછું ઈ૦—હે અતનુ (તનુ—શરીર વિનાના—કામદેવ)! હું બે કર જોડીને તને શીર્ષ (માથું) નમાવું છું; અને ભાખું (કહું) છું કે કોઇ દુશમનને પણ તને સેવશો નહીં અર્થાત્ કામનો અનર્થ એટલો મોટો છે કે કોઇ દુશ્મન પણ તે અનર્થ ન પ્રાપ્ત થાય એમ હું ઇચ્છું છું. હે સેનાપતિ! જો કદીક (કદાપિ) અતનુ (કામ) તનુ (દેહધારી) હોત તો હા! (ખેદ વાચક અવ્યય) કેવો કેર થાત! અતનુ—દેહ વગરનો કામ છતાં આટલો અનર્થ કરે છે તો કદાચિત તે દેહધારી હોત તો કોણ જાણે કેવોય અનર્થ કરત! રાજા સંવરણના ઉત્તમ નાયકપણાનો આ શ્લોકથી બચાવ કર્યો છે.

શ્લોક.

સચિન સુષેણુ સમા છે, કિંકર અગરા તમા પછે કેની ?
સંકટ કાજે સાચ્યુ, જો ધન ખરૂ તો પીંડા પછે રોની ? ૮

( એવે સર્વજિત અને ૬ચુળ પ્રવેશ કરે છે તેગને જોઇ )

સુષેણુ—( સર્વજિતના કાનમા ) તમારે એ પ્રમાણે વગર ભૂલ્યે કરતુ જે પારકા પર વિશ્વાસ કે પ્રમાદ કરવાનો સમય નથી તગારી સર્વાંશ ખાની હોવાથી આ મહત્ કાર્યમા યોજના કરી છે ( ઘ )

સર્વજિત—આર્ય ! આપ નિશ્ચિત રો', આ સેવક સોપેના કાર્યમાં પ્રમાદ કરે તેવો નથી

વીરકેતુ—માટેજ મહત્વના કાર્યમા તમારી યોજના કરી છે ( એવે ધાન્યગૃહનુ રક્ષણ કરનાર બે રક્ષકો પૂર્ણપણે ગભરાયલા જેવા વેશે પ્રવેશ કરે છે. )

પે૦ રક્ષક—મહારાજ બે સહસ્રથી વધારે ક્ષુધાર્થીઓ ધાન્યગૃહનો નાશ કરવા લાગ્યા છે, અને અમો સર્વ રક્ષકોને અપાર માર માર્યો છે આર્યની આજ્ઞાનું ઉલ્લંઘન અદ્યાપિ અમો કોઇએ કર્યું નથી ( દ )

સુષેણુ—( અતિ ગભરાટમા ) ઠીક કર્યું ઠીક કર્યું. વીરકેતુ ! આપણે બધાયે પે'લુ ત્યા જવુ જોઈએ

વીરકેતુ—આર્ય ! એમજ કરવું જોઇએ ( સર્વે જાય છે ) ( ઘ )

---

શ્લોક—ગીતિ અમરા—અમારા જેવા અર્થાત્ અમે રાજ્યકલત છીએ, અને તેથી રાજાની ગેરહાજરીમા પણ અમારો ઉત્સાહ મંદ પડયો નથી, એમ જાણને તમા—ગરજ

( ઘ ) એ પ્રમાણે—પાછળ કહ્યો તેવો જળાશયોમા વિષપ્રયોગ કરવો સર્વાશ—સર્વ પ્રકારે સર્વજીતે પૂર્વે સુખી આદિકને માર ખાવા દીધો હતો, એવો પ્રમાદ અહીં ન થવા દેવો, એ તાત્પર્ય છે

( દ ), ક્ષુધાર્થીઓ—ભુખે મરતા ધાન્યગૃહ—અનાજના કોઠાર આજ્ઞાનુ ઉલ્લંઘન—તેમને માર મારવા રૂપ

( ઘ ) યુદ્ધાદિક માટે જવાની તૈયારી છતા કોઠાર રક્ષણ કરવા જવારૂપ બીજુ જ કાર્ય આવી પડેલુ વર્ણાયુ છે માટે સાત્વતી વૃત્તિનુ પરિવર્તક નામે અંગ વર્ણાયુ છે

( ચુંટેલાં પુષ્પ છાબમાં લીધેલાં એવો એક વિદ્યાર્થી અને સમિધોની જૂડીવાળો બીજો એમ બે વિદ્યાર્થી સામસામેથી પ્રવેશ કરે છે. )

**શિવાનંદ**—(બ્રહ્માનંદને જોઇ ) અલ્યા સમિધ લઈ આ ગગ ક્યાં જાય છે ? કાંઇ ચિત્તભ્રમ બિત્તભ્રમ થયો છે કે શું ! ( न )

**બ્રહ્માનંદ**—અરે બટુક ! અમે તો અમારા અભિધાનોચિત ગુણવાળા છીએ. કિન્તુ તને રાજરાણી જોઇ કંઇ તેવું ન થઈ ગયું હોય ! તારૂં નામજ મોહપાશમાં પડેલું છે. આ તો મેં તને જોયો તેથી સંધાત કરવાને આ ગગ આવ્યો. ચાલ્ય હવે ચાલે છે ને ? ( प )

**શિવાનંદ**—હા ચાલો, હું પણ પુષ્પ લઇ રહ્યો છું. ( એમ બોલી ચાલવા માંડે છે તેને ઉભો રાખી )

**બ્રહ્માનંદ**—અલ્યા ! કે' તો ખરો; તને જેવું આતિથ્ય સોંપ્યું છે તે મહિષી તપોવનમાં કેમ પધારી છે ? શું સર્વ વિદ્યાર્થીઓને સપત્નીક કરવાનું તેણે વ્રત કર્યું છે અને તેનું ઉદ્યાપન અહીં રહી કરવા ધારેછે કે કેમ ! ( फ )

**શિવાનંદ**—મૂર્ખ જેવી વાતો ન કરે તો વિદ્યાર્થી શેના કે'વાય ? અલ્યા, એટલીએ તને તારા પ્રારબ્ધની ખબર નથી કે " વેશ્યાના કર્મમાં તો લપોડોજ હોય " !

**બ્રહ્માનંદ**—હશે વાર તેમ હશે; પણ તું કે'તો ખરો, એ અહીં કેમ આવી છે અને એની સાથે બીજી ત્રણ સુંદરાંગીઓ છે તે કોણ છે? ( ब )

---

( न ) પ્ર. ૯ ટ્રો. સમિધ--હોમવાનાં સૂકાં લાકડાં.

( प ) અભિધાનોચિત ગુણવાળા--અભિધાન ( નામ ) ને ઘટે તેવા ગુણવાળા--અર્થાત્ બ્રહ્માનંદમાં મગ્ન રહેનારા. તેવું--ચિત્તભ્રમ જેવું તારૂં નામજ ઈ--શિવ મોહિની સ્વરૂપને જોઇને મોહ પામ્યા હતા; તારૂં નામ પણ શિવાનંદ છે માટે તું પણ મોહ પાશમાં પડેલો કહીએ તો ચાલે.

( फ ) મહિષી--રાજરાણી. સપત્નીક કરવાનું--અર્થાત્ તેઓને કન્યાઓ પરણાવી આપવાનું કે ગૃહસ્થાશ્રમી બનાવવાનું. ( ब ) સુંદરાંગીઓ--સુંદર અંગવાળી સ્રીઓ.

શિવાનંદ—અથવા, એ જાણવાની તને આટલી બધી ઉત્કંઠા કેમ છે તે કંઇ સમજાતું નથી ?

બ્રહ્માનંદ—અરે ભાઇ, તું મારે વિષે અસંભવિત કલ્પના કરે એવી વાત કે'વાય ? આ તો ઉત્કંઠિતપણે પૂછવાનું કારણ એ છે, કે મહિષી અને તેની સાથેની ત્રણ વામાઓ જોગીનો વેશ લઇ મહેંદ્રના મદનશિખર ભણી ગયાઓ, તેમની સાથે જે બે શૂરવીરો આવેલા છે તેમને તેણે પાછા જવા કહ્યું એટલે તે ઉભય જણ પાછા ફરયા. પણ મે જોયું તો તેમના મ ા અતિ અપ્રસન્ન જણાવા લાગ્યાં, એટલામા મેં તને જોયો ત્યારે હું અહીં આવ્યો. જો તું એ વિષે કંઇ જાણતો હોય તો કે' એટલે આ આશ્ચર્યતા મટી જાય. (ન)

શિવાનંદ—તપોવનમાં વ્યાઘ્રના ઉપદ્રવથી તો તું અજાણ્યો નથી, તે શાંત કરવા રાજઋષિ સંવરણ અહીં આવ્યા હતા તેમણે વ્યાઘ્રને મારયો અને વાઘણની પછાડી પડયા તે તેમને હાથ ન આવી તેથી પાછા ઘેર ગયા નહિ. પ્રધાનાદિનો યત્ન નિષ્ફળ ગયો તેથી મહિષી પોતે પધાર્યાં છે. એમની સાથે જે ત્રણ સ્ત્રીઓ છે તે તેમની સહચરીઓ છે અને જે બે પુરૂષો છે તે તેમના રક્ષણાર્થે આવેલાછે. એ બે પુરૂષો જેવા તેવા નથી પણ રાજ્યના સ્તંભ રૂપ છે.

બ્રહ્માનંદ—હવે મારો ભ્રમ ભાગ્યો. મહિષી અને તેની સહચરીઓ યોગી તથા ભોગી ઉભય સ્વરૂપને લજ્જિત કરે છે ( મ )

શિવાનંદ—એમ કેમ એ વાત સમજવામાં આવી નહિ.

બ્રહ્માનંદ—જો ત્યારે હું તને સમજાવું શ્રવણ કરય—

શ્લોક.

યોગી મધ્યે શિન સરવથી, શોભિતા શ્રેષ્ટ રૂપે,
એ તો હારે હરિગૃહનીથી, ઉપમારતી અનુપે;

---

( ન ) ઉભય જણ—બને શૂરવીરો

( મ ) મહિષી ઇ૦—યોગીના રૂપે પણ તે બરાબર શોભેછે અને ભોગી રૂપે તો તે સર્વથી સુંદર છેજ એક એ અર્થ, અને બીજો, શંકરાદિક યોગીઓ તેમને જોઇને મોહ પામે એવી તે રૂપાળીઓ છે, માટે તેઓ યોગીને લજ્જિત કરે એવી છે, અથવા યોગીનું રૂપ ધરનારી પાર્વતી તથા ભોગીનું રૂપ ધરનારી ઈંદ્રાણી, એ બનેના કરતા તેઓ રૂપમા વધતી છે એજ વાત હવે પછીના શ્લોકમા સ્પષ્ટ કરીછે

13

તેવી સ્ત્રીમાં સુરપતિશચી, રૂપ ગુણેથી રાજે,
લાજે લાજે લલિત લલના, લક્ષધા આથી લાજે. ૯

**શિવાનંદ**—વાહ પંડિતરાજ ! વાહ ! તમે તો શિવ શચીને જોઇ આવ્યા હશો એટલે તુલના કરી શકો ! " આંધળામાં કાણો રાજીઓ." તમારા જેવા કે'નાર અને મારા જેવા સાંભળનાર ! ( ચ )

**બ્રહ્માનંદ**—અરયા શિવાનંદ તું તો મૂર્ખનો મૂર્ખજ રે'વાનો." પરણ્યા નહિ હઇએ પણ જાનૈય ગયા હઇશું નહિ ? " શું શિવ અને શચીના સ્વરૂપનું વર્ણન અમે નથી વાંચ્યું ? તે વર્ણનથી જે અધિકતા જણાઇ તે કહી બતાવી તેમાં ટીકા કરવા જેવું શું છે ? ( ર )

**શિવાનંદ**—હ્યોને પંડિતરાજ ટીકા કરવા જેવું નથી. પણ હવે આવતા હો તો ચાલો જઇએ; નીકર તમારા શિવ શચીના વર્ણનમાં હોમવેળા વીતી જશે તો શાપને પાત્ર થઇશું.

**બ્રહ્માનંદ**—હા ચાલો જઇએ; એ તો ખરૂં. મારૂં મન અતિ ગ્લાનિ પામે છે, કે હું વળી વર્ણન કરવા ક્યાં બેઠો ?

**શિવાનંદ**—તેમ થવુંજ જોઇએ. આપણે બ્રહ્મચર્ય ધર્મવાળાને એ સાથે શો સંબંધ ?

**બ્રહ્માનંદ**—ભૂલ્યા ભાઇ ક્ષમા કરજે અને વાત કોઇને કરીશ નહિ.

**શિવાનંદ**—ચાલ્ય હવે ચાલતો હોય તો. અમે શું એવા હલકા પેટના છીએ ?

**બ્રહ્માનંદ**—વારૂ ભાઇ ત્યારે ચાલો જઇએ. ( બન્ને જણ જાય છે. )

( યોગીનો વેશ લીધેલી એવી સુલોચના, સુકેશી, માલતી અને માધવી પ્રવેશ કરે છે. )

**સુલોચના**—( આગ તેમ પરિક્રમણ કરી ) સખીઓ ! બધીઓ એકદમ જોશો નહિ. પેલી સામી ટકરી પર ધ્યાન ધરી આર્યપુત્ર બેઠા છે અને વસંતક તેમની કને બેશી રહ્યા છે. ( ળ )

**સુકેશી**—( તે તરફ જોઇને ) હા સખી હા, એ તો એજ. નગરમાં તો એ બ્રહ્મચર્ય નરવો બીકણુ જેવો જણાતો હતો; પણ અહીં તો દૃઢ થઇ ગયા જેવો જણાય છે.

**માલતી**—" માથે પડી વસંદેવા. " એ કેવું દૃઢ મન કરી બેઠો છે, તે તો જોઇએ ત્યારે જણાય.

**માધવી**—અલી સુકેશી ! દેવી કે'છે તેમજ કંઇ હોવું જોઇએ; નીકર બીજા બધા માણસોને કાઢી મૂકી વસંતક એકલાને શા કાજે રાખે ? ( વ )

**સુલોચના**—સખીઓ ! મારી કલ્પના ખોટી હોયજ નહિ. સચિવે આપણને જવા દેવાનો અભિપ્રાય આપ્યો તેમાં પણ કંઇ ગર્ભિત વાત એવીજ જણાતી હતી. ( શ )

**સુકેશી**—હવે " હાથના કંકણને જોવા આરસો લેવા જવું પડે તેમ નથી. " આપણે અહીં કવી રીતે રે'વું તેનો નિર્ણય ઝટ કરી નાખવો જોઇએ.

**સુલોચના**—( વિચાર કરી ) આ બાજુએ ટેકરી છે તેના પર આપણે આસન લગાવી બેસો. પછે શું થાય છે તે જોઇ લઇશું.

**માલતી**—હા એમ કરો એટલે સર્વ આપોઆપ જણાઇ જશે.

---

( ળ ) પ્ર. ૭ મો. પરિક્રમણ કરી—ફરીને. વેષ બદલીને રાજાની શોધમાં જાયછે માટે ગર્ભ સંધિનું અભૂતાહરણ નામે અંગ વર્ણ્યું છે.

( વ ) દેવી કે'છે તેમજ—અર્થાત્ રાજા કોઇ બીજી સ્ત્રી ઉપર આસક્ત થયેલા હોવા જોઇએ.

( શ ) પ્ર. ૨ જા માં સુપેણનું " છે " નિશાનીવાળું વાક્ય જુઓ.

**માધવી**—ચાલો ત્યારે જુઓ છો શું ? ચઢો ટેકરી પર ( ચારે જણીઓ ટેકરી પર ચઢી મૃગચર્માદિ બિછાવી ધૂણી ધીકાવી બેસે છે, અને વસંતક તેમને જોઇ આ પ્રમાણે ગભરાય છે. )

**વસંતક**—( ધ્યાનસ્થ રાજાને ઢંઢોળી ) પ્રિયમિત્ર ! જો જો, જોગી જોગી ! આવ્યા આવ્યા ! ભાઇ તારૂં ધ્યાન બાન છોડી દે, નહિ તો મારો તો જીવ જતો રે'શે. તું તો ત્રણને કાજે તપ કરે છે અને આ તો ચાર આવ્યા છે. જરૂર મારો જીવ જશે હો. એ કોણ છે તે પૂછું કે નહિ તો હું નાશી જઇશ. ( ૫ )

**સંવરણ**—( કંઇ પણ ન બોલતાં આંખ ઉઘાડી જુએછે અને ) એ કોઇ જોગીની જમાત છે તે એકાદ દિવસ રહી ચાલી જશે. હવે તારે જવું હોય તો કરારે જજે પણ મને બોલાવીશ નહિ. ( ધ્યાનસ્થ થઈ બેસે છે. ) ( સ )

**વસંતક**—ભાઈ ! અમારા ભોગ લાગ્યા કે તમને બોલાવ્યા. જોગીના જોગી જેવા થઈ આવું દુઃખ વેઠયા સર્તા ના ગુણ કે પાડ. અમારે જો જવાનું ઠેકાણું હોત તો તમારી આટલી વાતો શા કાજે સાંભળત ? ( ૬ )

**સુલોચના**—સખીઓ ગાગરું કની ! આને કાજે તપ કરો છો ઈત્યાદિથી કેવી કલ્પના કરી શકાય છે ? તેમ આર્યપુત્રનું ધ્યાન પણ દૃઢ નથી, માટે જરૂર કાંઈ દગામાં કાણું છે!

**સુકેશી**—કાણું કે ગોરું ગમે તે હોય તે જણાવવાને હવે વાર લાગે તેમ નથી લવ તું વસંતકની કને જઉં

**સુલોચના**—ના ના, એમ કરવાથી તો વખતે એ ચેતી જાય, માટે ત્યાં તો જવું નહિ; પણ આજુબાજુએ ફરી એની સાથે વાતચીત કરી એનો ભય દૂર કરવો જોઈએ. પછે જો એ અહીં આવે તો સર્વ સારાં વાનાં થઈ પડે

**સુકેશી**—ત્યારે એમ કરું. અહીંઓ નામઠામ આપણાં ગોઠવી રાખેલાં કે'જે હો જો જો કઈ જણાઈ જતું. ( ळ )

**માલતી**—એને તો જેહુએ જણાતા ની નથી. તું તારે કરતી હોય તે કરયને ( સુકેશી હાથમાં નીસરો વગેરે લઈ નીચે ઉતરી આમ તેમ ફરે છે અને પછે વસંતકથી થોડેક છેટે રહી આ પ્રમાણે પૂછે છે ). અહો સાધુજન ! એણીપા કઈ ફૂલ ફળાદિ મળે તેવું છે કે ? ( का )

**વસંતક**—( ભયનો ત્યાગ કરી ) અમે સાધુજન નથી તમેય " તાડે ચડ્યો તૃણ દેખે " તેમ આખું જગત્ સાધુમય જુઓ છો કે શું ? ( खा )

**સુકેશી**—ઠીક ભાઈ ઠીક, જો સવળું કે'તાં તમને અવળું પડતું હોય, તો તમે અસાધુજન છો એમ માની લઈને પણ અમો અજાણ્યાને માર્ગ બતાવવો ઉચિત છે ( गा )

---

( ळ ) ગોઠવી રાખેલા—અર્થાત્ નામ પણ યોગીને મળતાં ફેરવી નાખેલા હતા, એ વાતનું અહીં સૂચન કર્યું છે

( का ) સાધુજન—ભલા માણસ

( खा ) સાધુજન નથી—બાવા કે ત્યાગી નથી તૃણ દેખે—આકાશ, પૃથ્વી અને પોતાને અથવા તાડ તૃણવૃક્ષ હોવાથી તથા તે ઉપર બીજું કાંઈ ન હોવાથી તૃણ ( તૃણરૂપ તાડનાં પાંદડાં માત્ર ) દેખે એવો અર્થ એ કહેવતનો હોય.

( गा ) અસાધુજન છો—ભૂંડા માણસ છો અજાણ્યાને માર્ગ બતાવવો—ફૂલ ફળાદિ શોધવાનો. ગર્ભિત અર્થ જોતા—રાજાને ઘેર લાવવાનો

**વસંતક**—( સ્વગત ) અરર ! આ તો જાણી જોઈ ભયને લીધે મૂર્ખમાં ખપવા જેવું બોલાઈ જવાયું ! હવે તો આપણે ડાહ્યા છીએ એમ જણાવવુંજ જોઇએ. ( પ્રકાશ ) આ તરફ આવો, અહીં તમારે જે જોઇએ છીએ તે મળી આવશે. ( સુકેશી ઉપર ચઢે છે અને ફૂલફલાદિ જોઇ તે તોડવા માંડે છે ) ( ઘા )

**સુકેશી**—અસાધુજન ! તમે અમારા પર મોટો ઉપકાર કરયો.

**વસંતક**—અસાધુમાં ખપી અમારા વગર ઉપકાર કોણ કરે તેવો છે ? ( ઙા )

**સુકેશી**—ભાઇ ! તમે શું બોલોછો તે સમજાતું નથી. ( ચા )

**વસંતક**—આજની રાત અહીં રયો એટલે સહુ સમજાશે ! ( છા )

**સુકેશી**—અમારે એની શી નવાઇ છે ? અમે તો જ્યારથી સંજોગી મટ્યા છીએ ત્યારથી આવું તેવું નરયું સમજીએ છીએ. પણ આ ધ્યાન ધરી બેઠા છે તે કોણ છે ? ( જા )

---

( ઘા ) અસાધુજનનો અર્થ વસંતક સમજે છે:—અરર ઇ૦. અહીં તમારે જે જોઈએ તે મળી આવશે—એ સુકેશીના માર્ગ બતાવવાના પ્રશ્નનો ઉત્તર છે, તથા તે ફૂલ ફલાદિકને તથા રાજાની પ્રાપ્તિરૂપ ઈતિવૃત્તના પ્રધાન અર્થને પણ લાગુ પડે છે, માટે અહીં **તુલ્યેતિવૃત્તતા** નામે પતાકાસ્થાન વર્ણ્યું છે.

( ઙા ) અહીં અસાધુ નામ દૂર કરાવવાનો વસંતકનો યત્ન વર્ણ્યો છે. તથા રાજાની ખબર આપવા રૂપ મૂર્ખતા પણ ગૂઢપણે વર્ણાઈ છે.

( ચા ) વસંતકનું વાક્ય પૂરું થવા સાથે ચાલતો પ્રસંગ પૂરો થઈ જાય છે, તેને આગળ લંબાવવાને સુકેશીનો પ્રશ્ન છે, માટે કવિએ અહીં **પતાકા** રૂપ પ્રાસંગિક ઇતિવૃત્તના બિંદુનો નિક્ષેપ કર્યો છે.

( છા ) ચાલુ અર્થ—હું અસાધુ છું કે સાધુ તે એકાદ રાતના પ્રસંગ ઉપરથી સમજાશે; કેમકે પ્રસંગ વિના માણસ પરખાતો નથી. અથવા અહીં જંગલમાં કેવો ભય છે તે સમજાશે. ગર્ભિત અર્થ—અહીં રહેશો એટલે રાજાનો કોના ઉપર મોહ છે તે પ્રત્યક્ષ જણાઇ આવશે.

( જા ) એની—રાજાની સાથે રાત રહેવાની. ( રાણીની દાસી છે માટે એના મુખમાં એ વાક્ય શોભે છે. ) અથવા જંગલમાં રહેવાની. આવું તેવું—જંગલમાં રાત રહેવાનું, અથવા આમ પ્રપંચ કરી તારી પાસેથી વાત કાઢી લેવાનું

વસંતક—એ જે છે તે સહુ કોઇના જાણીતા પુરૂષ છે "ઉંડા પાણી-માં ઉતરનારી" તમારે આવા પુરૂષને કંઇ ગરજ ગનસગ ?

સુકેશી—નારે ભાઇ ના. આ તો અમે એટલા માટે પૂછ્યું કે જો એ કંઇ કામનાવાળા હોય તો અમારા ભદન્ત યોગસિદ્ધિવાળા છે. (ક્ષ)

વસંતક—તેથી શું થઇ શકે ?

સુકેશી—શું તે, યથાર્થપણે સેવના કરે તો જયારે લાખો અર્થીના અર્થ સિદ્ધ થાય છે તેમ એમના પણ થાય. (જ્ઞ)

વસંતક—સાધુજન ! તમેય વગર કારણે ઉપકાર કરો તેવા છો.

સુકેશી—ખરા સાધુજનનો એ સ્વભાવજ હોય છે; બેમે વાત હવે અમે જઇશું. અસાધુજન ! તમે બહુ ઉપકાર કર્યો (એમ કહી નીચે ઉતરે છે અને સુતોચ્‍નાની પાસે જાય છે) (ટ)

સુલોચના—કેમ કંઇ જાણવા જેવું જણાયું કે ?

સુકેશી—બહુધા એ અહીં આવશે. એના વિચિત્ર પ્રશ્નોથી વધારે વાત કરવી મને ઠીક ન લાગી મુખ બોલતા એની મેળેજ બંધાઇ ગયો છે, માટે એને અસાધુજન કહી બોલાવ્યો.

માલતી—અમે અહીં રહે રહ બધું સાંભળતા તા. તે પણ ઠીક તાલ કર્યો ! (ટ)

---

(ક્ષ) યોગસિદ્ધિવાળા—સંયોગથી કામનાની સિદ્ધિ કરે એવા, એ ગર્ભિત અર્થ.

(જ્ઞ) અર્થીના—પુત્રાર્થીના, એ ગર્ભિત અર્થ

(ટ) વગર કારણે કોઇ પણ કાંઇ કામમાં પ્રવૃત્ત થતુ નથી તેમ છતાં સુકેશી વસંતકના મિત્રને ઉપકાર કરવા પ્રવૃત્ત થાય છે, માટે તેમાં કાંઇ ગૂઢ કારણ હશે, એમ વસંતક હવે ચેતી જશે, એવો પ્રસંગ જોઈ સુકેશી જતી રહે છે

(ટ) વસંતક તથા સુકેશીની વચ્ચે થયેલી વાતનું પુનરાવર્તન ન કરવું પડે માટે આ વાક્ય છે.

સુકેશી—એ અહીં આવે ત્યારે તાલ કર્યા ખરો ગણાય આપણે આ ફળફુલ પ ળ ફેકી દો એટલે એ જાણશે કે હવે સાધુજન ખાઇ પી રહ્યા હશે ( તેમ કરેછે અને પછે વાતો કરતા બેસેછે ) (દા)

વસંતક—( સ્વગત ) આપણે અસાધુ નથી એમ તો આમને જણાવુ જ જોઇએ પેલા તો દર્શનનુ નિમિત્ત કરી જવુ અને પછે કઇ સિદ્ધિવાળા છે એમ જણાય તો વયસ્યને પણ ત્યા લઇ જવા યત્ન કરવો (દા)

( એટલુ બોલી નીચે ઉતરી જોગીણી જમાત પાસે આવે છે, તેને આવતો જોઇ— )

સુલોચના—સુકેશી તારૂ રોપેલુ ળી ઉગ્યું તો ખરૂ

સુકેશી—બેન ! તમારે કઇ પણ ન બોલવુ. અમે અમારે એ જે પૂછશે તેના ઉત્તર વાળીશુ

સુલોચના—પણ કઈ જાણ્યુ ॥ જેવી વાત કાઢી લેજો હો, નકામી ગાયાઝીક કરશો નહિ

સુકેશી—સખી ! એ તે કઈ અમને કે'વુ પડે ? ( એવે વસંતક નીચેથી આ પ્રમાણે બોલતો ઉપર ચઢેછે )

વસંતક—નમો નારાયણ ! વારૂ અમને પણ મહત્ પુરૂષના દર્શનનો લાભ થયો ! (ળા)

સુકેશી—અસાધુજન ! આવો આવો, તમે તો અમારા પર મોટો ઉપકાર કર્યો છે ( વસંતક આપી ાણેલા આસન પર બેસે છે )

વસંતક—સાધુજન ! અસાધુજન ઉપકાર કરે ખરા કે ? (તા)

---

(ળા) 'રંગભૂમિ ઉપર ભોજનાદિ ન કરી બતાવવુ,' એવા નાટ્યશાસ્ત્રના નિયમને જાળવવા ફળફુલાદિ ફેંકી દેવાની યુક્તિ કરી જણાય છે

(દા) વયસ્ય—મિત્ર—રાજા

(ળા) દર્શનનુ નિમિત્ત કહી બતાવે છે મહત્પુરૂષના ૯૦—અહીં પણ મહત્પુરૂષ એટલે 'સુલોચના' વ્યંગ્ય છે

(તા) અસાધુજનનુ ઉપનામ મટી નખાવવા યત્ન કરે છે સાધુજન ૧૦—અહીં પણ દુ અબળપણામા કહેનો ાળી, એવો ભાવે વ્યંગ્યાર્થ દોષની તે ા રચના જણાય છે

સુકેશી—ના ન કરે; પણ સાધુ કે'વાથી માઠું લાગે ત્યારે અમારે કેમ કરવું!

વસંતક—તમે આગમવેત્તા થઇ કેમ ભૂલ કરો છો? પોતાનાં વખાણ પોતે સાંભળવાં એ શું શાસ્ત્રસંમત છે? (ચા)

સુકેશી—એમ કેમ કહેવાય? પણ તમે આ અઘોર વનમાં એકલા ક્યાંથી?

વસંતક—આ તો અમારા પ્રિયમિત્ર સંવરણ રાજા મૃગયા કરવા આવ્યા હતા, તે કંઇ પાશમાં પડી જવાથી અમારે અહીં રે'વું પડયું છે. હોય! સુખદુઃખ ચાલ્યાં જાયછે! (દા)

સુકેશી—ભાઇ! અમારે કે'વું ઉચિત નથી કિન્તુ અમારાથી તમારૂં કષ્ટ દૂર થાય તેવું હશે તો જરૂર કરતા જઇશું.

વસંતક—તમો યોગી જનને ભોગીની વાત કે'વાથી શું સરે?

સુકેશી—યોગીઓએ કંઇ પણ ઉપકાર કરવા જેવો હોય તો તે ભોગીઓ પરજ હોય છે; તથાપિ તમારી જો કંઇ ગુપ્ત વાત હોય તો તે જાણવાની અમારે કંઇ ગરજ નથી.

વસંતક—ગુપ્ત તો ખરીસ્તો. પણ જો તમે કંઇ કરી શકો તેમ હોય તો અસંખ્ય માણસનાં દુઃખ મટે તેવુ છે

સુકેશી—અમારા ગુરૂથી માત્ર ઇશ્વપદ આપ્યા વગરનું સર્વ કાર્ય બની શકે તેવુ છે.

વસંતક—ત્યારે તો સાધુ પુરૂષ શ્રવણ કરો. આ મારા પ્રિય મિત્રને ત્રણ સ્ત્રિયાઓનું દર્શન થયું છે અને તેમાંની એકના મોહમાં પડી આ દશા ભોગવે છે (ધા)

---

(ચા) આગમવેત્તા—શાસ્ત્ર જાણનારા. (યોગી હોવાથી.)

(દા) પાશમા—એ શબ્દથી વસંતકે ખરેખરી વાત કહી દીધી છે, માટે ગર્ભસંધિનું માર્ગ નામે અંગ વર્ણાયું છે.

(ધા) બીજનુ ઉદ્ઘાટન કર્યું છે માટે ગર્ભસંધિનુ આક્ષેપ અંગ વર્ણાયું છે

**સુકેશી**—તે સ્ત્રીઓ કોણ છે અને કેવી રીતે અહીં આવેછે તે તમારા જાણવામાં હોય તો કો', એટલે અમે અમારા ગુરૂજીને જાણીતા કરી તમારું કાર્ય સિદ્ધ થાય તેમ કરી દઇએ. ( ના )

**વસંતક**—તે સ્ત્રીઓ કોણ છે તે જો જણાયું હોત તો તો ક્યારનીએ તેને મેળવી હોત. આ તો આકાશમાંથી ત્રણ જણીઓ ( જગા બતાવી ) પણે ઉતરી ઉભીઓ રે' છે અને બોલ્યા ચાલ્યા વગર જતીઓ રે' છે.

**સુકેશી**—તેનું કાંઇ નામ નિશાને તમારા જાણવામાં છે કે નહિ ?

**વસંતક**—નારે ના. તમને એક વાર કહ્યું'તું કે જો જાણવામાં હોય તો એ પુરૂષને અપ્રાપ્ય કાંઇ છેજ નહિ. ( પા )

**સુકેશી**—વારૂ ત્યારે અમારા ગુરૂજી ધ્યાનથી જાગૃત થશે ત્યારે અમે તેમને આ વાત કહી સંભળાવીશું. પછે તમારાં નસીબ.

**વસંતક**—હા એ તો છેજતો. હવે બેસો અમે જઇશું. તમે વાત કરી રાખજો; વળી પાછા અમે આવીશું.

**માધવી**—ભાઇ ! આ રંગ તૈયાર થાય છે; જરા ચઢાવતા જાવને.(ફા)

**વસંતક**—ના એનો અમારે ખાવરો નથી. ( બા )

**માધવી**—આ તો સાધુજનની પ્રસાદી, એની તે ના કે'વાય ?

**વસંતક**—ના મહારાજ ના, એ તો અમારે કામનું નહિ.

**માલતી**—ત્યારે જાવ બચ્ચા, જવા દો.

**વસંતક**—નમો નારાયણ ! ( કહી પગે લાગી જાય છે અને રાજા પાસે જઇ તેની આશ્વાસના કરવા લાગે છે. )

---

( ના ) અહીં કપટથી અભિપ્રાય જાણવાનો યત્ન કર્યો છે માટે ગર્ભસંધિનું અધિબળ નામે અંગ વર્ણાયું છે.

( પા ) અપ્રાપ્ય—ન મળે એવું. નાયકનો દ્દઢતા નામે ગુણ વર્ણવ્યો છે.

( ફા ) રંગ—ગાંજાની ચલમ. છળ વડે કાર્ય સિદ્ધિ કરવાનો રંગ તૈયાર થાય છે, એ વ્યંગ્ય છે.

( બા ) એનો—છળ વડે રંગ ચઢાવવાનો, એ વ્યંગ્યાર્થ.

સુલોચના—સખીઓ, તમને જેટલો ધન્યવાદ આપું તેટલો ઓછો છે." કામો કામડીને ન ધીરે " તેને તમે પાસમાં પકડી લીધો.

સુકેશી—પણ સખી ! હવે પછે કેમ કરવું તે અમે જાણિયે નહિ.

સુલોચના—( વિચાર કરી ) સખી માલતી ! તું તપોવનમાં જઇ ( કાનમાં ) રજે રજ લઈ વે'ગી આવ્ય. ( માલતી જાય છે. ) ( મા )

સુકેશી—વાહ સખી વાહ ! ઘાટ તો ઠીક ગોઠવ્યો. પણ એક વધશે તેનું કેમ ! ( મા )

સુલોચના—છે તે સ્વરૂપમાંજ માધવીએ અહીં બેશી રે'વું જોઇએ. ( યા )

સુકેશી—હા એ પણ ઠીક છે જો વસંતક અહીં આવે તો કાર્ય સિદ્ધિ સુધી કોઇ જવાબ દેનાર જોઇએ

સુલોચના—સખી ! સવળુ કરવા જતા કંઇ અવળું ન થઇ પડે એ માટે પૂર્ણ સાવધ રે'વા જેવું છે.

માધવી—એમ બનવાનુજ નથી

સુકેશી—ત્યારે તો તારા મોમા સાકર. ( એવે માલતી આવે છે તેની સાથે સુકેશી અને સુલોચના વસંતક ન દેખે તેવે સ્થાને જાય છે ને માધવી ત્યાની ત્યા બેઠી રે'છે )

વસંતક—( ધ્યાનસ્થ રાજાને ) પ્રિય મિત્ર ! સ્વેચ્છિત સિદ્ધ કરે તેવા યોગીરાજ આવેલા છે, માટે ધ્યાન મૂકી તેમની કને જાવ તો મારા ધારવા પ્રમાણે સહુ સારા વાના થાય; પછે તો તમારી નજરમા આવે તે ખરૂ. મને દોષ દેશો નહિ હુ કઇ તમારૂં ધ્યાન મુકાવતો નથી. આ તો તમને ઠીક લાગે તો તે કરવાનુ છે તમને હું સારી પેઠે જાણુ છું કે જો

---

( મા ) રજે રજ—વૃત્તાંત કારાદિ.

( મા ) એક—એક સખી તપની આદિક ત્રણ છે, અને આપણે ચાર જણે, તેથી એક જણી વધશે

( યા ) છે તે સ્વરૂપમાજ—યોગીનેજ વેષે

કાર્ય થયું તો તે અમારે કર્મે થયુ અને ન થયું તો તારા દોષથી બગડ્યું એમ કે'વાય તૈયાર થવાના; માટે તમારે સાડાસાત વાર પરવડતું હોય તો આ ઘોડા અને આ મેદાન છે. (રા)

સંવરણ—(કંઇ પણ જવાબ ન દેતાં બે ત્રણ વાર થોડું હલી માથું હલાવે છે) (લા)

વસંતક—મને તો પે'લેથીજ ખબર હતી કે મારી વાત હસવામાં ઉરાડી દેશો. વારૂ ત્યારે અમારે શું ? (એવે વસંતકે બતાવેલી જગાએ વસ્ત્રાદિ અલંકાર સજી કંઇ પણ બોલ્યા ચાલ્યા વગર સુલોચના, સુકેશી અને માલતી આવી ઉભાં રે'છે).

માધવી—સખીઓ ! હવે એથી આઘે જશો નહિ, નીકર યુક્તિ ઉઘાડી પડી જશે.

વસંતક—(યોગીઓ પાસે જવાના વિચારથી) સારે પ્રિય મિત્ર ! હુ તો તે યોગીઓ પાસે જઇ જરા વાર બેસું છું. જો કંઇ કામ હોય તો મને બોલાવજો. (એટલું બોલી બેઠેલા જોગીઓ ભણી જુએ છે તો તેને, પ્રથમ જોગી તથા પછે જોગિણી એવી ત્રણ ઉભી રહેલી સુંદરીઓ જણાય છે તેથી રાજાને હઢોળી ઉતાવળે ઉતાવળે) પ્રિય મિત્ર ! ઉઠય ઉઠય, પાછિયો તે ત્રણે જણિયો આવી બોલ્યા ચાલ્યા વગર તારા ભણી ટગર ટગર જોઇ રહિયો છે. આ ઉતાવળે ઇચ્છા પૂરાવાનું કારણ તો પુણ્યશાળી યોગીઓના પગલા એમ નિઃશંકપણે માનવું જોઇએ. (વા)

---

(રા) આ ભાષણથી સુલોચના આદિકને વસ્ત્ર બદલવાનો અવકાશ આપે છે. કે'વાય—કહેવાને પણ.

(લા) હલી—(વિદૂષકના બડબડાટ ઉપર.)

(વા) પ્રથમ જોગી—માધવિકા જોગીના વેશમાં બેઠેલી છે તે. જોગિણી—સંસારી—વસ્ત્રાલંકારવાળી આ ઉતાવળે ઈ૦—અહીં પણ વસંતકનું કહેવુ તેના સમજવા પ્રમાણે નહિ, પણ બીજી રીતે ખરૂ છે, એટલે આ ઉતાવળે તપતી ફરીને આવી, તે આ યોગીઓના પ્રતાપથીજ, એમ વસંતકનુ માનવુ છે. પણ એ સ્ત્રીઓ રૂપ યોગીઓ આવ્યા માટેજ આમ ઉતાવળે તને સ્ત્રીઓ દેખારો, એ ગર્ભિત અર્થ એમાં રહેલો જણાય છે.

**સંવરણ**—( સહર્ષતાથી આંખ ઉઘાડી જોઇ ) હા એમજ કે'વું જોઇએ, એમાં શો સંદેહ ? વારૂ તે યોગીરાજને જઇ પછે અવશ્ય મળીશ ( ઉભા થઇ ઉભેલી ત્રણ જણિયોને ) અહો ગધ્યસ્થિતા !—

શ્લોક.

મૃગનયનિ ! દયા દિલે ધરે તું,
મૃગ દગ પાશ પડ્યો હવે વરે તું;
મૃગ પર મૃગીશી મયા કરે તું,
મૃગ મૃગયાકર નો'ય શો ડરે તું ? ૧૦

**સુલોચના**—( શ્વાસોચ્છવાસ લઇ મહા ક્રોધથી નીચું જુએ છે તેને જોઇ )

**સંવરણ**—પ્રિયા હવે તો,

શ્લોક.

નયનાંબુજ આ શશિ છે સમજી,
નમિયાં શશિવક્ત્રિ હજી ન ભજી,
સવિતા ગનથી કમલાંગી સજી,
રતિ શુદ્ધ તણી ગતિ લે તું યજી. ૧૧

---

૧૦ મધ્યસ્થિતા—વચમાં ઉભી રહેલી શ્લોક—પુષ્પિતાગ્રા હે મૃગનયનિ ! તું દિલમાં દયા ધર અને આ તારા દ્દગપાશ ( નેત્રના પાશમાં ) મૃગ ( હું રૂપી ) પડ્યો છે, તેને તું વર જેમ મૃગી મૃગ ઉપર પ્રીતિ રાખે તેમ તું મારા ઉપર મયા ( મહેર ) કર હે મૃગ રૂ ! તપતી ! આ મૃગ ( તારો સજાતીય પ્રીતિપાત્ર ) છે, પણ મૃગયાકર ( પારધિ ) નથી, તો પછી તું શો ડરે છે ?

૧૧ શ્લોક—તોટક સુલોચના ક્રોધ ન જણાઇ આવે માટે નીચું જુવે છે તેને અન્યથા ઉત્પ્રેક્ષે છે નયનાંબુજ ઇ૦—હે શશિવક્ત્રિ ( ચંદ્રમુખી ! ) આ ( હું—સંવરણ ) શશિ ( ચંદ્ર ) છે, એમ સમજીને તારા નયનરૂપી અંબુજ (કમળ) નમી ગયાં—મીંચાયાં. ( ચંદ્રને જોઇને કમળ બીડાય છે એવી કવિઓની કલ્પના છે. ) પણ તું હજી મને ભજતી નથી. હે કમલાંગિ ! હું શશિ નથી, પર તું સવિતા

**સુલોચના**—સખી ! પુરૂષો કોઇનાયે થયા નથી ને થવાના પણ નથી. શું આ મને પ્રીતિની અત્યંત પ્રતીતિવાળી કરનાર આયે પુત્રજ કે કોઇ બીજું છે !

**સુકેશી**—સખી ! અતિ ઉતાવળ થાય છે હો.

**માલતી**—ગાજવીજ કરી ચઢી આવેલા અવસર વગરના વરસાદ જેવું અપ્રીતિકર થવું પડશે.

**વસંતક**—પ્રિયમિત્ર ! મુગ્ધાનાં લક્ષણે ભૂલી ગયા કે શું ? એ તે તમને કરો છો તેવો સો વર્ષ બડબડાટ કરયા સતાં કદીએ કે'નાર છે કે ચાલો મારી પાસે. સમજ્યાકની ! આ અવસર " ગાંગડતું પલાણવાનો છે. "

**સુલોચના**—સખી ! બ્રહ્મબંધુ કેટલુંક તો બરાબર બોલ્યો. ( શ )

**સંવરણ**—ભલે તારે મોંઢેથી ન બોલવું હોય તો ન બોલીશ; પણ જો તું જતી ન રે' તો હું તારી કને આવું. નહિ તો,

શ્લોક.

નજર સુખ સમૂળું, જાય એ પાસ આવ્યે,
તવ નવ તહિં આવું, ભાવથી આવું ભાવ્યે;
લગીરક લહીં ઉસું, બોલ્ય બાળા ! રસાળી,
[illegible] વપુ વધેલો, દે મરાળી તું ટાળી. ૧૨

**સુ[illegible]**-સખી ! કંઇ ઉત્તર દેવા જેવો જણાય તો ઉતાવળે દેઇ દજે; [illegible] લાગી રહ્યા હોવાથી ઉભરો આવી ઉભરાઇ જશે.

---

( તારાં નેત્ર કમળને ખીલવનારો—સૂર્ય ) છું એમ મનથી ધારણા કરીને શુદ્ધ રતિ ( પ્રીતિ ) ની ગતિને તું ચળ ( પૂળ ) લે—પસંદ કર.

( શ ) કેટલુંક—એ તે તમને ઇ૦ વાક્ય બરોબર બોલ્યો; કેમકે હું હવે તેમને, આવો ને આવો બડબડાટ સાંભળું ત્યાં સુધી પાસે બોલાવું નહીં.

૧૨ શ્લોક—માલિની. ભાવથી ઇ૦—જો હું તને ભાવું તો તારી પાસે ભાવથી આવું. વપુ—શરીર ( માં. ) મરાળી—હંસી !

તું રાણી પટરાણીં વાલીં વપુથી, ગૌરી ગમી આ ગમી,
લે લે લે વચને તું બંધન કરી, ભૂલ્યે ન જાઉં ભગી ! ૧૪

**સુલોચના**—( સકોપ ) રે શઠ ! વડીલ, વાડવ, વન્હયાદિ દેવ સમક્ષ આપેલું વચન તે અસત્ય કર્યું તો આ બીજું વચન લેવાથી શો લાભ ? આ ઉજ્વળ કુળમાં વચનભ્રષ્ટતા ! ધિક્કાર છે ધરણીપતિપદને ! ! તારા મનમાં રમી રહેલીને જો કે હું વાંલી ન ગણું, તથાપિ પરમાર્થ કાજે તે જો મારા જોવામાં આવે તો તેને કહું કે જેની એકની વલે તેની બીજી !! ( કિ )

**સંવરણ**—( સકંપ ) હે હે આ શું ?

**સુલોચના**—વચનભ્રષ્ટતા ! ( ખિ )

**સંવરણ**—કોણ દેવી ?

**સુલોચના**—ના ના જેને સેવી છે તે !

**સંવરણ**—ત્યારે શું તમે સૂર્ય દેવની ભક્તિમાં મને વિઘ્ન કરવા આવ્યા છો ?

**સુલોચના**—ના, ધૂર્ત ! ના એ તો વાક્ચાતુર્ય વડે વિઘ્ન કેમ દૂર થાય છે તે જોવા આવ્યા છીએ ! ( ગિ )

**સંવરણ**—અહો ! આ તો ખરેખરા દેવી છે ને શું ! દેવી ! સૂર્યનું ઉપાસન કરતા અનેક પ્રકારની માયા જણાય છે, કલ્પનાઓ થાય છે અને તે વાણી દ્વારા ઉચરાય છે, માટે કંઇ તેવું થયું હોય તો ક્ષમા કરશો હું તો તમારોજ છું

---

( ૧૪ ) શ્લોક—શાર્દૂલવિક્રીડિત આ ગમી ૯૦—આ ગૌરી મને ગમી ગમી, એવી દ્વિરુક્તિ નિશ્ચય બતાવવાને કરી છે.

( કિ ) વાડવ—બ્રાહ્મણ વન્હયાદિ—અગ્નિ વગેરે અહીં દેવીનો કોપ પ્રકટ વર્ણવીને તેનું સ્પર્ધા અધીરાપણું વ્યજિત કર્યું છે

( ખિ ) સંવરણના પ્રશ્નનો ઇચ્છિત ઉત્તર તો નહીં, પણ ખરો ઉત્તર આપે છે—વચનભ્રષ્ટતા

( ગિ ) દેવી નહીં એવો ઉત્તર સાંભળીને હવે તેના કોપથી બચવાને રાજ તેને સૂર્યભક્તિમાં વિઘ્ન કરનારી કહે છે, પણ તે વાત સમજી જઇને દેવી ઉત્તર આપે છે ના ધૂર્ત ના

સુલોચના—જેના થતા હો તેના થાવ. અમીઓ ! ચાલો આવવું છે ને ? જાવ જાય બકધ્યાની બનો બકધ્યાની ! તપથી ભ્રષ્ટ થયેલા સર્પ જોશે તો સંતાપશે ( એમ કહી જવા માડે છે અને રાજા તેને અટકાવે છે ).

સવરણ—દેવિ ! આપના જેવાને અકારણ આમ કરવુ ઘટે નહિ; મારો અપરાધ હોય તો તે મને કહેવો જોઇએ.

સુલોચના—જેને સ નપતપો છો તેને વચન આપી પટરાણી કરજો એટલે તે કે'શે. ( એટલુ બોલી રાજાનો હાથ તરછોડી નાખી ચાલી જાય છે અને રાજા તેને મનાવવા તેની પાછળ જાય છે, તે જોઇ જોગી રૂપ ધારી માલતી દોડી જાય છે, અને પછે વસંતક પણ શિખર પરથી આ પ્રમાણે ગડગડાટ કરતો ઉતરે છે )

વસંતક—અરે રામ ! આ તો " વાળ દના વાકા દહાડાની પેઠે કોથળી માથી સાપ નીકળ્યો ! " પ્રભુ !,કંઇક પાંશરૂ પાડજે કે મોદકિયા ભેગા થઇ એ " ન જાને જાનકી નાથ પ્રાત કાલે કિં ભવિષ્યતિ " આપણે આપણો બચાવ ખોળી કાઢવો જોઇએ, નીકર " પાડે પાડા લડતા ઝાડનો ખોડો ઝટ લેતોક નીકળી જશે " જો આપણો " ઘડો લાડવો થઇ ગયો ", તો કોઇ નથી રીસાવનાર કે નથી મ નાવનાર માટે ચાતો જઇ " જૂની આખે નવા તમાસા " જોઇએ ( જાય છે ) ( વિ )

તૃતીયાંક સમાપ્ત

---

( વિ ) જાનકીનાથ—વિદૂષકનુ વાક્ય છે, માટે બરાબર જ છે

## અંક ૪ થો.

( મહેન્દ્રના રમણીય ઉપવનમા આમ તેમ વિચરતીઓ તપતી, તમાલિકા અને તરલિકા એ ત્રણ જણીઓ પ્રવેશ કરે છે )

**તપતી**—સખી તમાલિકા ! હજી સુધી તે કેમ આવતા નથી ? શુ કંઇ બીજુ નવુ જૂનુ તો નહિ થયુ હોય ? ( क )

**તમાલિકા**—નવુ કે જૂનુ ગમે તે થાય, પરતુ સખી તે જે હૃદયમા ધર કર્યું છે તે મહા પાકે પાયે બધાયલુ છે, એટલે કાળજા સુધી ટાઢક રાખીએ તો પણ નભી શકે તેવુ છે ( ख )

**તરલિકા**—( સામેથી આવતા જોઇ ) તે સખી આ આવે. " આવરદા તો બહુ લાંબો દેખાય છે ! "

**તમાલિકા**—હા અની હા. સખી ! જો તો ખરી ? શોકસાગરમા પૂર્ણ પણે ડૂબ્યા સતાં તારો આઘાત તુ રજ પણ ખડિત થયો લાગતો નથી !

**તરલિકા**—સખી ઉત્તમ પુરૂષો એવાજ હોય છે ( એને આગળ રાજા પાછળ વસતક એમ બને શોકવ્યાધિથી ગ્રસાયલા હોવાને લીધે ઉભેલી ત્રણે જણિયોને ન જોવા જેવે વેષે પ્રવેશ કરે છે ) ( ग )

**તમાલિકા**—હવે છાના રહો, બોલશો નહિ

**સવરણ**—મિત્ર વસતક ! દેવીએ કરેલુ અપમાન મને કઇ પણ લાગતુ નથી કિન્તુ તે સઘન વનમા કયા અતોપ થઇ ગઇ એ ચિંતા મારા ચિત્તને દગ્ધ કરી નાખે છે ( ખભે હાથ મૂકી ) વયસ્ય ! વિરહાગ્નિ અને ચિંતાગ્નિના ભર સમુદ્રોમાં દગ્ધ થતા અને ડૂબતા મને કોઇ સહાય કરે તેવુ નથી ( घ )

વસંતક—વયસ્ય ! તને બાળનાર તથા ડૂબાડનાર એ ઉભય સમુદ્ર ક્ષાર જળથી ભરેલા હોવાને લીધે "દાઝ્યા પર લુણ દેનાર" થઇ પડે છે. (ङ)

સંવરણ—હશે મિત્ર ! એમજ હશે. કિન્તુ મદન શિખર પર સત્વર જવાય એમ કરવું જોઇએ.

તમાલિકા—( સ્વગત ) સખી સાંભળજે.

વસંતક—' તેમ કરવામાં વિલંબ કરો ' કહી રહેવું પણ કયાં ? પોતાનું આરે આવેલું વાહાણ ડૂબતું હોય તો ભલે ડૂબી જાય, પણ તોફાનમાં પડેલું પરાયું વાહાણ કેમ પ્રાપ્ત થાય તે માટે ઉતાવળ કરવીજ જોઇએ ( च )

તપતી—( સ્વગત )સખી વસંતકને જવાબ દેવાનો અવસર વ્યર્થ જવા દેવા જેવો નથી

તમાલિકા—( પ્રકાશ ) પણ દ્વિજદેવ ! પરાયું વાહાણ છેજ નહિ એમ નિશ્ચય કરી નાખે તો પછે કંઇ વાંધો આપે ખરો કે ?

વસંતક—( એકદમ ગભરાઈ રાજાને બાઝી પડે છે )

સંવરણ—( બોલનાર સામે જોઇ તેમને ઓળખી )સખા " ધનૈષધી શોધનાં ભંડારજ જડી આવ્યો. " ( छ )

વસંતક—( સાવધ થઇ જોઇ ) વયસ્ય ! જડી આવેલા ધનભંડાર પર સાચવનાર સર્પ છે કે નહિ, તેનો તપાસ કરી લેવા જજો, નીકર " માગાના મૂળગા ગયા " જેવું થશે ( ज )

---

કમ, રૂપક, રૂપરૂપક, અને પરિણામ અલંકારો એ એકજ વાકયમાં થાય છે. વળી અર્થ સ્પષ્ટ છે માટે પ્રસાદ નામે ગુણ પણ વર્ણાયો છે એવી રીતે અલંકાર અને ગુણનો યોગ થયો છે માટે ભૂષણ નામે નાટયાલંકાર થાય છે

( ङ ) દાઝ્યા પર લૂણ—દગ્ધ થવાથી દાઝવાનું અને ક્ષારજળમાં ડૂબવાથી લૂણ.

( च ) આરે આવેલું વાહાણ ઇ૦—અર્થાત્ સુલોચના સગર્ભા છે તેનો આદર કરવો જોઇએ તે તું કરતો નથી, અને આ આકાશમાં ઉડી જાય એવી તપતીને મળવાને ઉતાવળ કરે છે !

( छ ) ધનૈષધિ ઇ૦—" निध्यजनौषधीमूलखनतासादितोनिधि " એ સંસ્કૃત વાકયનો અનુવાદ

( ज ) ધનભંડાર—તપતી સાચવનાર સર્પ—તેનો રક્ષક કે પિતા.

**તરલિકા**—દ્વિજદેવ ! સાચવનારને સંતુષ્ટ કરી ધનભંડાર પ્રાપ્ત કર્યાનું સાંભળ્યું છે કે નહિ ?

**વસંતક**—સાચવનારને સંતુષ્ટ કર્યાની વાત તો વેગળી રહી, પણ ધનભંડાર જાતેજ જડત્વ ગુણવાળો ન સતાં જણાય, તો " મહી વલોવવામાં શો માલ ? " ( ક્ષ )

**તમાલિકા**—ધનભંડાર પ્રતિ વિષ્ણુ જેવી ભાવભક્તિ હોય તો જડતા રે' ખરી કે ? ( ઘ )

**વસંતક**—વિષ્ણુથીએ વધારે ભાવભક્તિ છે કે નહિ તે ન સમજનારને કેવાં ગણવાં જોઇએ ?

**તપતી**—સખી ! કેમ હવે ચાલીશુંને !

**સંવરણ**—પ્રિયા ! જ્યાં ચાલવાનું હોય ત્યાં આ પ્રેમપીડિતને ચલવી વિરહવ્યથા વેગળી કરવી એજ હવે હિતકર છે ! જો શ્રવણ કરવઃ

શ્લોક.

ચારૂ અંગી ચતુરા ! અતનુ પીડિત આ, કષ્ટ કાયા ન સે'શે,
યાશે પ્રાણાંત નિશ્ચે, વ્યથિત મન થયું, આશપાશે ન રે'શે;
વીંધે છે કામ બાણે, વિષય વિષ રૂપે, લક્ષમાં તું ન લે શે ?
દંશ્યો છે દેહ આખો, વિતનુ વિષધરે, ખોટું છે કો ન કે'શે. ૧

અપિચ—

શ્લોક.

કિન્નરગાયનશું કરચ ભાષણ, છું અનુરક્ત હું ભક્ત ગણે તું,
આ અસુ આધીન છે ન પરાધીન, પીન'ન અંખુ મૂકાવી હણે તું;

( ક્ષ ) જણાય—તેવો ( જડત્વ ગુણવાળો ) જણાય. મહી ઇ૦—તો તેનું ( જડ ) મહી વલોવવામાં શો માલ ?

( ઘ ) વિષ્ણુ જેવી—વિષ્ણુની જેવી લક્ષ્મી પ્રતિ છે તેવી.

૧ શ્લોક—સ્રગ્ધરા. ચારૂ—સુંદર. અતનુ—કામદેવ. આ ( કાયાનું દર્શક સર્વનામ. ) વ્યથિત—વ્યથા ( પીડા ) વાળું. આશપાશે—હવે ઝાઝી વાર એ આશાના પાશમાં બંધાઇ રહી શકે એવું નથી. વીંધે છે ઈ૦—કામ વિષય વિષરૂપી બાણથી વીંધે છે. રૂપિત રૂપક અને પરિણામ. વિતનુ વિષધરે—કામ રૂપી સર્પે. ખોટું ઈ૦—એ મારું કથન ખોટું છે એમ કોઇ કહેશે નહીં.

હાવ કરી અતિ ભાવ ધરી મન, આવ તું ક્યાંહીં જવાનું ભણે તું?
રક્ષણ યોગ્ય ગણી ન અધક્ષણ મુંચ, ન નિર્દય શાને બણે તું ? ૨

( એમ બોલી કામથી અત્યંત પીડિત હોવાથી તેને ભેટવા જાય છે અને સર્વસુતા આઘી ખસી જઇ આ પ્રમાણે કે'છે ).

**તપતી**—( તમાલિકાને ) સખી ! વગર વિચાર્યું કરી બેસતાં "માળાના મૂળગાય" લાગીએ.

**સંવરણ**—પ્રાણપ્રિયા ! એમ શી રીતે બને ? જો શ્રવણ કરયઃ

શ્લોક.

કલ્યાણિ ! મન થાય છે ચલિત આ, જોઇ તને જ્યારથી,
અન્ય સ્ત્રી પર જાય ના મન રતિ, રૂચે ન કો ત્યારથી;
જો હું છું વશ તો પ્રસન્ન થઇ રે', જો ભક્ત છું તો ભજે,
કામાગ્નિ પ્રગટ્યા તને લહીં તદા, ગ્રે' પ્રીતિ વારિય જે. ૩

શ્લોક.

અપિચ—

તને દેખી વીંધે, અતનુ તનુ જો તીક્ષણ શરે,
તદા તે બાણોને, કમલનયની કેમ ન ધરે ?
અરે અર્પી દે દે, શરીર સરવે કષ્ટ ન કરે,
વિવા' ગંધર્વેથી, વશવરતી તું સત્વર વરે. ૪

---

૨ શ્લોક—ઇંદ્રવિજય. કિન્નરગાયનશ્રુ—કિન્નર નામના દેવોના ગાયન સરખું મધુર. આધીન ઈ૦—તારા સ્વાધીનમાં છે, પારકે આધીન નથી. મીન ઈ૦—પ્રીતિરૂપી અંબુ ( પાણી ) સૂકાવીને મુજરૂપી મીનને તું હણ નહીં. રક્ષણ ઇ૦—તું મને રક્ષણ યોગ્ય ન ગણીને અધક્ષણ પણ એમને એમ ન મુંચ ( ન છોડી દેઈશ ), અર્થાત્ હું રક્ષણ કરવાને યોગ્ય છું માટે મારું રક્ષણ કર; પણ આ તો રક્ષણ કરવા યોગ્ય નથી, એમ માનીને છોડી દેઈશ નહીં.

૩ શ્લોક—શાર્દૂલવિક્રીડિત. કામાગ્નિ ઈ૦—મારા તને—શરીરે જો કામાગ્નિ પ્રગટ્યો છ, તો તેને ઓલવવાને પ્રીતિ રૂપી જે વારિય ( પાણી ) છ તેને મદદ કર.

૪ શ્લોક—શિખરિણી. તનુ—શરીર. કમલનયની !—હે કમળ સમાન નેત્ર.

**તપતી**—(નીચું જોઇ) હું સૂર્યની નાની કન્યા છું તેથી મારો દેહ મારે સ્વાધીન નથી. સુખ દુઃખ ઉભયને સમાન છે. વરવા યોગ્ય વરની કયી કન્યા વાંચ્છના ન કરે ? ક્ષત્રિયોત્તમ ! મારા પિતાની પ્રસન્નતા એ મનકામના સિદ્ધ કરવાનું સ્થાન છે, માટે તેમને પ્રસન્ન કરો. સખીઓ ! હવે સત્વર જવું જોઇએ. ( એટલું કહી ત્રણે જણિયો રાજાને જોતી ધીમે ધીમે આકાશ માર્ગે ગમન કરે છે. તે જોઈ રાજા જડ જેવો બની જાય છે તેથી ) (૮)

**વસંતક**—પ્રિય મિત્ર ! નામ પૂછી લેને કે જપતાં જલદી માળા ફેરવાય ! ( રાજા કંઇ જવાબ દેતો નથી તેથી ચીડાઇને ) બાપ ! તમારૂં નામ કે'તાં જજો કે નામ નિશાન વગર માર્યા ગયા ગણાઇએ નહિ.

**તરલિકા**—બ્રહ્મબંધુ ! તપતી નામક ત્રણે લોકમાં વિખ્યાત અમારી સખી સૂર્યસુતાના નામને તારા વગર સર્વે કોઇ જાણે છે. (૯)

**વસંતક**—( પોતાને કપાળે કર અફાળી ) ભૂલ્યો બાઈ ભૂલ્યો. સૂર્ય તે કાંઇ છાબડે ઢાંકયા સાંભળ્યા છે ! આ તો પૂછવાની ટેવ તેથી પૂછાઇ જવાયું. ( એટલું બોલતામાં ત્રણે જણીઓ અંતર્ધાન થઇ જાય છે ને રાજા પૃથ્વી પર પડે છે તેને આશ્વાસન કરી ) મિત્ર ! હવે મૂર્છિત થવાથી કંઇ દહાડો વળનાર છે ? ( રાજાને જલાદિ છાંટી સાવધ કરી ) હવે તો સૂર્યની સેવના એજ માર્ગ મારી નજરમાં આવે છે.

**સંવરણ**—( અતિ શ્રમિતપણે ) વયસ્ય ! એમજ કરવું જોઇએ.

**વસંતક**—ઘર બાળી તીરથ કરવાનું મન એ તો કામદેવ વગર બીજા

સંવરણ—મિત્ર ! કામબાણે વીંધાયલું વપુ મર્મગામી સદન કરવાને શક્તિમાન નજર હોવું જોઇએ. ભાઇ ! તારે જવું હોય તો જા હું તો મહેન્દ્રના મદન શિખર પર પ્રભાકરની પ્રસન્નતા સુધી ધ્યાન ધરી બેશીશ. ( ટ )

વસંતક—મિત્ર ! મારે જવાની જગા તો તમે ટાળી બેઠા છો એટલે તમે ધ્યાન ધરી બેસજો અને અમે અમારે લુણ ઉતારતા ઉભા રહીશું પૂર્વે તમારા શિવાય " તપના તાકડા સંકોર્યા હશે ! " કેમ તારે હવે ચાલવુ છે ને ! એ તો એજ " આ પાર કે પેલી પાર. "

સંવરણ—અલં. ( એટલુ બોલી વસંતકની દરકાર કર્યા વગર ચાલવા માંડે છે અને વસંતક કર્મે હાથ અગડાડી અને પમાણી તેની પાછળ પાછળ જાય છે )

( રામસિંહ, રણજીતસિંહ, અને યોગીના વેષવાળી માધવી પ્રવેશ કરે છે )

રામસિંહ—માધવી ! શું પછે એકાએક અદર્શજ થઇ ગયાં. તારી વાત માનવામાં આવે એવી નથી. દેવશ્રીની દષ્ટિ આગળથી અદર્શ થવું સંભવનું નથી ( ણ )

માધવી—ભાઇ ! કૂડાં કર્મને શુ ન સંભવે, એ તો તમારા જાણવામાં હશેજ ( ત )

રણજિતસિંહ—અરે માધવી ! રોહડા રડવાનો આ અવસર નથી; માટે અમારાથી છુટા પડી તમે મદન શિખર પર ગયા, ત્યાર પછે શું થયું તે સર્વ યથાર્થપણે સત્વર કહી સંભળાવ

માધવી—મદન શિખર પરની એક ટેકરી પર જોગીને વેષે અમે ચારે જણ બેઠા વસંતકથી દેવશ્રીના ધ્યાનનુ કારણ જાણી લઇ દેવી દેવને ભૂતયાપ ખવરાવે એવે રૂપે બે સહચરીઓ સહ ઉભા રહ્યા ત્યાં દેવશ્રી આવ્યા અને જેના પર તેમનો નવીન પ્રેમ બંધાયલો છે, તે પ્રેમદા ધારી

---

( ટ ) મિત્ર ઇ૦—અર્થાત્ હવે હુ મને એવા મહેણા મારીશ નહી પ્રભાકર—સૂર્ય.

( ણ ) પ્રવેશ ૨ જો

( ત ) કર્મને—નસીબને.

પ્રતિજ્ઞાપૂર્વક પટરાણી પદ આપવાનું બોલ્યા, અને તર્તજ ઓળખાણ પડી. દેવી ક્રોધે ભરાઇ નાહાં અને દેવ તેમની પાછળ દોડ્યા.

**રામસિંહ**—ત્યારે શું આ જોગીને વેષેજ મહારાજ ઠગાયા કે ?

**રણજિતસિંહ**—તમારો આ સ્વભાવ ન ગયો. એ પૂછવાનું તમારે કંઇ કારણ ? માધવી ! પછે કેમ થયું ?

**માધવી**—પછે શું થવાનું હતું ? જે થવાનું હતું તે એ કે દેવી દેવથી ઘણાં આગળ દોડી ગયાં, અને તેવામાં બે ત્રણ રસ્તા આવ્યા તેમાંને કયેય રસ્તે તે ચઢી ગયાં, કે દેવશ્રી જેવા શોધનાર સતાં પત્તો લાગ્યો નહિ. એટલું જોઈ હું તમને તેડવા આવી. પછે શું થયું તે મારા જાણવામાં નથી.

**રામસિંહ**—અહીંથી તે જંગલ કેટલે દૂર છે ?

**માધવી**—અરે શેનું દૂર ? આ રહ્યું ને ! પેલી ધીચોધીચ ઝાડી દેખાય છે એજ એ ઉછેદિયો રસ્તો !

**રણજિતસિંહ**—ચાલો ત્યાં જઇ જોઇએ, અને દેવીનો શોધ ન લાગે તો સામાસામી કપાઇ મરીએ ! માધવી ત્યાં જઇ જોતાં એને ઠીક લાગશે તેવા સમાચાર સચિવાદિને કે'શે.

**રામસિંહ**—હા હા, એમજ કરવું જોઇએ ! કાળું મોં લઇ આપણા જેવાથી ત્યાં કેમજ જઈ શકાય ? માધવી ! હવે તારે જવું હોય તો તું તારે કરારે ચાલી જા.

**માધવી**—તમે એમ જશો એટલે હું જમપુર ભણી જઇશ ! તમે તો અન્ન ખાવ છો અને અમે તો ધૂળ ખાતાં હઈશું નહિ વારુ ? પણ હું ત્યાં સુધી તો તમારી સાથેજ આવું છું. પછે મારે જેમ કરવું હશે તેમ કરીશ.

**રણજિતસિંહ**—વારુ એમ કરચ. ચાલ ત્યારે આગળ થા. તું જાણીતી છે અને અમે અજાણ્યા છીએ. ( ત્રણે જણ ચાલવા માંડે છે, એવામાં સામેથી આવતા રાજાને તથા વસંતકને જોઇ ગભરાટ સહ ખમચાઇ ઉભા રહે છે. સંવરણ પોતાના બે સાગ તોને જોઇ સકોપ )

સંવરણ—અરે તમે બે અહીં કેમ આવ્યા છો? મારી આજ્ઞાનું ઉલ્લંઘન કરવાનું તમને કોણે કહ્યું, તે જલદી કહી દ્યો!

ગમર્સિંહ—(સભય નમન કરી) દેવી આપશ્રીની કને આવવા પ્રાણાન્ત પ્રતિજ્ઞા કરી બેઠાથી માજીએ કુલપતિની સંમતિથી દેવીને તપોવનમાં મોકલ્યાં અને અમને બેને તેમની સાથે મોકલ્યા

સંવરણ—એટલે શું, તમે ત્રણ જણ તપોવનમાં આવ્યા?

રણજિતસિંહ—(નમન કરી) દેવી, ચાર સહચરીઓ સહ આપનો રથ અને કુલપતિના વડા શિષ્ય શાંતિદેવ અને અમે બે મળી કુલ સાત આઠ માણસજ તપોવનમાં દેવી સાથે આવી રહેલું છે

સંવરણ—વારુ ઠીક છે ઠીક. દેવી તો તપોવનમાંજ છે તે! (જોગી સામે જોઈ વસંતકને અપવારિત) અહા! આ જોગીરાજ કોણ છે? એમને પ્રથમ મારાથી પ્રણામાદિ થયા નહિ તેથી કોપ્યા હોય એમ જણાય છે તું જાણતો હોય તો કહે એ કોણ છે? (થ)

વસંતક—(ધારીને જોઈ) જણાય છે તો જાણીતા જેવા, પણ વયરુપ! "વાટ્યું ઓસડ અને મુંડ્યો ગોસાંઇ" નજ ઓળખાય એટલે નક્કી કહી શકાય નહિ મેં એમના જેવા કોઇક જોયા છે તો ખરા લાવોને હું પે'લા નમોનારાયણ કરી જોઉં એટલે આપોઆપ જણાઇ જશે! (વસંતક તેમ કરવા જાય છે તેને રાજા અટકાવે છે અને યોગી વેષવાળા માધવી પણ રાજા ઓળખશે કે ન ઓળખી પ્રણામ કરશે તો તે ઠીક નહિ થાય એમ સમજી ક્રોધનો અભિનય કરી ચાલી જાય છે તેને જતી જોઇ રાજા)

સંવરણ—(હાથ જોડી) હાં હાં ધર્માત્મા! અપરાધી પર કોપ કરવો ઉચિત નથી (માધવી કંઈ પણ બોલ્યા ચાલ્યા વગર ઉતાવળે ચાલી જાય છે બંને સામંતો તે જોઇ ભય પામે છે અને રાજા તેમને આ પ્રમાણે પૂછે છે) રામસિંહ, આ મહાત્મા કોણ હતા અને તેમણે મારા પ્રણામ કેમ સ્વીકાર્યા નહિ?

(થ) અપવારિત—બીજા ન સાંભળે તેમ રહસ્યનું કથન કરવું તે

**વસંતક**—વયસ્ય ! એમાં કંઇ પૂછપરછ કરવા જેવું નથી, એવા જોગીઓના તો ઝુંડેઝુંડ અહીં ફર્યા કરે છે. કોઇ હરી રખડતા રામ. મૂકોને પરેડ. " ઉંચેથી પડયું અને ટપ મૂકું ". જે કરતા હો તે કરોને ?

**સંવરણ**—મિત્ર ! એ વિષે તારી સગજ કામ ન આવે' જો કોઇ મહાત્મા હોય તો મારી જઇએ

**વસંતક**—અહીં મહાત્મા આરવાને બેશી રહ્યા છે ! એવા તો ચોરાશી લાખ જોગટા અપળાતા કૂટાતા જોયા અને જાણ્યા છે કેમ રામસિંહ ! ખરૂં-કની ( વસંતકના આવા બોલવાથી બ ને જણ ગભરાય છે )

**સંવરણ**—કેવો મૂર્ખ છે ? નકામી કોઇની નિંદા કરવાથી શું ફળ પામવાનો છું ?

**વસંતક**—હ્યોને સારે " ચોગ ી માને લાડ પૈશે " " આ બોખ ને વરેડુ નાખ્યુ કૂવામાં. "

**રામસિંહ**—ના મહારાજ હમણાંજ સાંગી જેઇને અમે બે ચાલ્યા આવીએ છીએ ( ૬ )

**સંવરણ**—જાવ ત્યારે તો ઉતાવળા જઇ વાડી ઝાડીમાં તપાસ કરો વસંતકને હું તપોવનમાં જડયાના સમાચાર જોતા મોકલીશ તમારે કોઇએ આ તરફ આવવું નહિ, તેમ સારથ્યાદિ સર્વને પણ આ મારી આજ્ઞા કહી સંભળાવવી

**રણજિતસિંહ**—( નમન કરી ) એ પ્રમાણે આચરીશું મહારાજ ! હવે અમે દેવશ્રીની આજ્ઞાનુસાર કરવા જઇએ છીએ.

**સંવરણ**—વાર જાન વસંતક ! થોડી વાર પછે તું તપોવનમાં જઇ આવજે. ( બંને જાય છે )

**વસંતક**—કેમ ધ્યાની બાવા ! હવે ચાલવું છે ને ! ' પાવા સુધી પાથર થયું જણાય છે. " આથી ચાર ઘણું ચોખુ ચટ કામર્‌ક ધારે નો કરાતી શકે તેવો છે ( ૫ )

---

( ૬ ) ' દેવી તો તપોવનમાં છેને ! ' એવા ૫ ઢલા ( ૫ ) વાકયમાના રાજાના પ્રશ્નના ઉત્તર અહીં રામસિંહ આપે છે અને માધવિકા વિરોની વાત -ઢડાવી દેછે

( ૫ ) પાવા સુધી ઇ૦—( દેવી બેવાઇ નઈ તેથી )

સંવરણ—એ ચાલ્ય ચાલનો હોય તો.

વસંતક—હા ચાલોને " આખું મૂકી અર્દ્ધનેય ધાઇએ " તો ખરા ( એમ વાતો કરતા બન્ને જણ ચાલ્યા જાય છે. ) ( ગ )

( મહા વિચારમાં મગ્ન થયેલો સચિવ પ્રવેશ કરે છે. )

સુષેણ—( સખેદ ) અવિનાશીની " અકળ કળા " કહેવાય છે તે યથાર્થ છે. માણસના મનોરથ વ્યર્થ છે. " ધાર્યું તો ધણીનુંજ થાય છે. " ઉત્સાહપૂર્વક શુદ્ધ મને શ્રમ કરવા સતા શાંતિ નથીજ પ્રસરતી, ત્યારે કેંઉજ જોઇએ કે પુરૂષ પ્રયત્ન વ્યર્થ છે અને દૈવની ગતિ બલવત્તર છે. અથવા " દૈવૌ દુર્બલપાતક: " એમ પણ કાં ન હોય ? અથવા " મોટાનું કર્મ પણ મોટું, " એ વાત પણ ખોટી કેમ કહી શકાય ? વા ગમે તેમ હો, તથાપિ હવે તો હે કરૂણાકર ! મારા પર કૃપાદષ્ટિ કરવી ઉચિત છે. અરે અખિલેશ્વર ! હું એક આપદાને મહા યત્ને અટકાવી રહેલો નથી હોતો કે બીજી આપદા તૈયારજ થઇ રહી હોય છે. ( એક નેત્ર મીંચી, અધર સ્ફુરણાયમાન કરી, અને હાથને હલાવી ) કંઇ નહિ, જોઇએ છીએ કે આનો આ પ્રકાર કયાં સુધી ચાલે છે ! વીરકેતુ અદ્યાપિ કેમ આવ્યા નહિ ? ( દ્વાર ભણી જોઇ ) નરહર ! નરહર ! ( ઘ )

નરહર—( ઉતાવળે દોડી કને આવી ) આર્ય ! આ હું આવ્યો; શી આજ્ઞા છે ?

સુષેણ—વીરકેતુને બોલાવી લાવ્ય અને એમના આવ્યા પછે કોઇને પણ મારી પાસે આવવા દેવું નહિ. જા જઇ જલદી બોલાવી લાવ્ય. ( એવે સચિવને શોધતો અને ગભરાયલા જેવો વીરકેતુ પ્રવેશ કરે છે તેને જોઇ )

---

( ગ ) આખું ઇ૦—કહેવત એવી છે કે " અર્ધું મૂકી આખાને ધાવું નહિ " એ કહેવતને ઉલટી કરી છતી રાણી છોડીને બીજીને મેળવવાની આશાએ જવાનું સૂચવે છે

( ઘ ) પ્ર. ૩ લો. દૈવો દુર્બલપાતક:—દૈવ નબળાને મારનારો છે મોટાનું કર્મ ઇ૦—અર્થાત્ રાજ હોય છે ત્યારે વિના પ્રયાસે દેશમા શાંતિ રહે છે, અને તેમની ગેરહાજરીમા હું અનેક પ્રયત્ન કરું છું, તથાપિ તે નથી પ્રસરતી/

સુષેણ—પણ આ વાત તમને કહી કોણે ? શું રાજસિંહ કે રણજિતસિંહ ત્યાંથી પાછા આવ્યા, કે તપોવનમાંથી કોઇ તે સમાચાર લાવ્યા ?

વીરકેતુ—આર્ય ! તપોવન રક્ષણાર્થે જે આપણા માણસો રે'છે તેમાંના એક મારા વિશ્વાસુ દ્વારા એ વાત મેં સાંભળી.

સુષેણ—તેણે કહેલું સાંભળીને તમે મને કે'વા આવ્યો કે કંઇ અધિક તપાસ પણ કર્યો ?

વીરકેતુ—અરે હું પોતે અશ્વારૂઢ થઇ ત્યાં જઇ આવ્યો. દેવશ્રી પર રીસાઇને નાઠાં અને દેવે પાછા મનાવવા ગયા, તેથી આ ભયંકર પરિણામ આવી પડયું !

સુષેણ—રાજસિંહ અને રણજિતસિંહ તમને મળ્યા કે નહિ ?

વીરકેતુ—એ તે મળે ? એ તો દેહત્યાગનો નિર્ણય કરી દેવીની શોધમાં મંડ્યા છે, માધવી પણ તેમની સાથેજ છે

સુષેણ—( દીર્ઘ નિશ્વાસ નાખી ) આટલું થયા છતાં મહારાજે તો "મહારાજા પદ" નો ત્યાગ નહિજ કર્યો હોય ! વીરકેતુ ! હવે એ વિશે શંકા કરવા જેવું કંઇ પણ નથી; કરવા જેવું છે તે માત્ર એટલું જ છે કે તપોવન તરફનું અથવા દેવીની સાથે ગયેલું કોઇ પણ આમ ન આવે એ કુશળતાથી થવું જોઇએ. ભલે દેવી કે સહચરીમાંની કોઇ, અથવા વિજય સાથે ગયેલા સાગ તોમાંનો કોઇ, કે આચાર્યનો મોકલેલો વિદ્યાર્થી, વા જાણીતું હર કોઇ આ તરફ નજ આવવું જોઇએ. ( મ )

વીરકેતુ—કદાપિ કોઇ આવવાનો આગ્રહ કરે તો

સુષેણ—ઠાર કરવું; બીજું શું ? કદી કોઇ મુનિ આવવાની હઠ કરે તો તેને પણ તેની યોગ્યતા પ્રમાણે શાસન કરવું એ કામમાં અમરસિંહની યોજના કરો અને તેને જણાવો કે ધર્મ તથા ન્યાયને એક કોરે મુકી આવાનું

( મ ) મહારાજ પદનો ત્યાગ નહિજ કર્યો હોય—અર્થાત્ મૂર્ખની પેઠે ત્યાંને ત્યાં બેશીજ રહ્યા હશે ! અથવા એ પદનો ગુણ—આગહ—દુરાગ્રહ તે કાયમજ રાખ્યો હશે ( ? )

વર્તી થઇને એ કાર્યમાં અણુચાલે કરવું પડે તે કરવાને હાલ ધુર્ત ઝાઝો બાધ ગણુવો નહિ.

**વીરકેતુ**—આર્યનું કે'વું યથાર્થ છે; "વેળા એવી રશા." હું તે પ્રમાણે સત્વર ગોઠવણુ કરી આપની પાસે આવું છું. મેં સર્વજિતને ચાલતા સમાચાર કુલપતિને નિત્ય નિયમ પ્રમાણે વિદિત કરવા મોકલ્યા છે, અને તેમને જણાવ્યું છે, કે ત્યા ખબર આપી આપની પાસે આવવું. જો એ આવે તો બેસાડજો. આવેલા કંચુકીને તો જે કે'વું ઘટે તે કે'શો.

**સુષેણ**—એ કંચુકી પ્રથમજ આપણને મળવો જોઇતો હતો. ( એવામા નરહર પ્રવેશ કરી. )

**નરહર**—આર્ય ! અવંતીના જયનંદ કંચુકી આવીદ્વારે ઉભા રહ્યા છે.

**વીરકેતુ**—તેમને સન્માનપૂર્વક સત્વર બોલાવી લાવો. ( નરહર જાય છે અને તર્તજ કંચુકી પ્રવેશ કરે છે. )

**સુષેણુ**—( ધીમેથી ) વીરકેતુ ! આ કચુકીને ઓળખો છોને ? એ મહા ધુર્ત છે ( એવે કંચુકી કને આવી નગન કરે છે ). આવો, બેસો આ આસને; કુશળ તો છોને ?

**વીરકેતુ**—નરહર ! જાવ ત્યા દ્વાર પાસે ઊભા રો'.

**જયનંદ**—( આસન પર બેશી અભિનય પૂર્વક ) આર્ય ! અનાવૃષ્ટિએ લોક અતિ પીડાય છે. એમાં તમેય શુ કરો ?

**સુષેણુ**—ધાન્યગૃહ તથા ધનભંડાર ભરપુર હોવાથી જાણવામા આવતા કષ્ટ નિવારણ કરી શકાય છે. તમારા તો જાણુવા અને જોવામાં હશેજ કે તમારો દેશ અનાવૃષ્ટિથી પીડાયો તે પ્રસંગે કેવી દુર્દશા થઈ ગઇ હતી.

**જયનંદ**—(પ્રશ્નનો ઉત્તર ન આપતા) અમારા વદનીય પુરૂપ કેટલાક સમયથી પુરમા નથી પધાર્યા ! કયારે પધારવાના છે ? બેન સુલોચના પણ તપોવનમાં ગયાનું કે'વાય છે ? આવા પ્રસગે આવો અવનવો પ્રકાર કોના આશ્ચર્યમા વધારો ન કરે ! ( ય )

**સુષેણુ**—વીરકેતુ ! તમે ત્યા જઈ આવોને ?

( ય ) અમારા વદનીય પુરૂષ—અમારા પૂજ્ય સંવરણ રાજા.

**વીરકેતુ**—હા જાઉ આવું. જયનંદ તમે ઘણે દિવસે આવ્યા છો માટે હમણાં તો થોડા દિવસ રે'જો. ( એમ કહી જાય છે. )

**જયનંદ**—આર્ય ! સપત્નીક વનવાસ એ તો ઉત્તર વયમાં કહ્યો છે, સતાં આમ કેમ કરવામાં આવ્યું છે ?

**સુષેણ**—કુલપતિની આજ્ઞાનું ઉલંઘન ચંદ્રવંશીય કોઈ પણ નૃપાળે કર્યું એમ તમે સાંભળ્યું છે ?

**જયનંદ**—શું ત્યારે કુલપતિની આજ્ઞાથી દેવશ્રી ગયા છે ? ચર્ચા તો કોઇ જૂદા પ્રકારની છે.

**સુષેણ**—ત્યારે તમે સાંભળ્યું હોય તે ખરું; ખોટું કેમ કહેવાય ! અમારા તો જાણવા સાંભળવામાં અમે કહ્યું તેમ છે.

**જયનંદ**—હશે એમ હશે. પણ હવે ક્યારે પધારવાના છે ?

**સુષેણ**—એનો નિર્ણય કર્યો નથી. કિન્તુ ધારેલું અનુષ્ઠાન પૂર્ણ કર્યા વગર કોઇ પણ ચંદ્રવંશીય મહાત્મા પધાર્યા નથી એ સર્વ કોઇના જાણવામાંજ છે. ( ર )

**જયનંદ**—તો મારે તે વનમાં જવાને કંઇ પ્રત્યવાય જેવું છે ? ( લ )

**સુષેણ**—કોઇ પણ પ્રકારનો અટકાવ નથી; સુખેથી ત્યાં જાવ. ગમે તેણે ત્યાં જવું હોય તો વાહન વિના જવું, એટલોજ પ્રત્યવાય મારા જાણવામાં આવેલો છે.

**જયનંદ**—તમારા સમર્થ કુલપતિ જનપીડા કેમ નિવૃત્ત કરતા નથી ?

**સુષેણ**—સમર્થ હોવાથી. ( વ )

**નરહર**—( પ્રવેશ કરી ) આર્ય ! ધાન્યગૃહપાલે કે'વડાવ્યું છે કે વિદેશથી નવીન આવેલું અનાજ ભરવાનું કોઇ પણ સ્થળ ખાલી નથી, તેમ

---

( ર ) અનુષ્ઠાન—કરવાને પ્રતિજ્ઞા કરેલું કાર્ય.

( લ ) પ્રત્યવાય—બાધ—હરકત

( વ ) અર્થાત્ એમને નિવૃત્ત કરવી હશે ત્યારે કાંઈ વાર પણ નથી લાગવાની.

આ સમય આપનો જાણવામાં છે; માટે તેને ક્યાં ભરવું,—તેની યોજના કેમ કરવી, તે બતાવી જાવ તો ઠીક. (અ)

સુષેણ—એને કે, કે નીરકેતુની સાથે હું હમણાં ત્યાં આવીશ.

નરહર—જેવી આર્યની આજ્ઞા. (જાય છે.)

સુષેણ—જયનંદ! અમારા દેવીના આવતા સુધી તમને જવા દેનાર નથી; તમારા આવ્યાના સમાચાર તો મેં હમણાંજ સાંભળ્યા. ત્યાં સર્વ કુશળ તો છે ને?

જયનંદ—હા સર્વ કુશળ છે. અને તમો સર્વની કુશળતા પૂછી છે. હવે મારે જરા નગરમાં જવું છે માટે હું ઉઠીશ.

સુષેણ—હા જાવ જલદી આવો. "રૈવત તો રાજા રતાની થંઇ નથી." (પ)

જયનંદ—ના હું કંઈ એ જાણતો નથી.

સુષેણ—હું પણ એ માટે કંઈ કેતો નથી. આ તો હુતારત વાત કરૂં છું. (સ)

જયનંદ—બેસો ત્યારે; હવે હું જઉં છું.

સુષેણ—હા, જઈ આવો. (જયનંદ જાય છે.) અરે, પ્રભુ! શુદ્ધ નિષ્ઠા રાખી સ્વામીકાર્ય કરવાનું આવુંજ ફળ આપવાનો આખરે તેં નિર્ણય કર્યો? હું કોણ અને કેટલી વયનો, તેમજ આજ પર્યંતનાં મારાં કરેલાં કાર્ય પણ કેવાં પ્રશંસનીય, તેનો કશાનો પણ આ મૂઢ કંચુકીને વિચાર નહિ આવતો હોય! અથવા મારે એમ શોચ શા માટે કરવો જોઇએ? કિન્તુ આમજ માનવું ઉચિત છેઃ—

---

(અ) દુકાળમાં પણ આ દેશમાં અન્નનો તોટો નથી એમ કંચુકીને બતાવી આપવાની આ ગોઠવણ છે. યોજના—(ક્યાં ભરવું તે બાબતની).

(પ) રૈવત ઇ૦—તમે નગરમાં જે સાંભળો તે ઉપર ભરોસો રાખશો નહીં, એવી ગર્ભિત સૂચના આ વાક્યથી કરી છે.

(સ) હુતારત—(સં૦ ભૂતાર્થ—સત્ય—ઉપરથી.)

શ્લોક.

નિર્મળ મનથી કરવું, નિર્મળ કારજ સુધર્મ ધારીને;
નિંદે વંદે તેની, ચિંતા નજની કુધર્મ વારીને. ૫

વીરકેતુ—આર્યશ્રીની આજ્ઞા પ્રમાણે સર્વસ્વ કરી આવ્યો. આવેલો જયનંદ મહાદુષ્ટ જણાય છે. તે નગરના લોકોને વિવિધ પ્રશ્ન કરી દેવશ્રી અને દેવી વિષેના સમાચાર જાણવાનો દીર્ઘ યત્ન કરવા લાગ્યો છે.

સુષેણ—તમે પેલો બંદોબસ્ત તો યથાર્થ કરી દીધોને ?

વીરકેતુ—હા હા, એ સંબંધે આપ નિઃશંક રો' ?

સુષેણ—ત્યારે હવે એ શા સમાચાર મેળવવાનો છે ?

વીરકેતુ—એ તો મેળવી રહ્યા. મેં એને એકલો નગરમાં જતો જોયો કે તુર્તજ આપણા કંચુકી આદિએ તેના સોબતી થઇ જવું એવી ઉતાવળે ગોઠવણ કરી દીધી.

સુષેણ—ઘણું સારૂં કર્યું. વારૂ સર્વજિત કેમ આવ્યા નહિ ? તેમને કુલપતિ પાસેજ મોકલ્યા છેને ?

વીરકેતુ—હા હા, ત્યાંજ મોકલ્યા છેને. શું તે અદ્યાપિ નથી આવ્યા ?

સુષેણ—કાંઇ દરકત નહીં; આપણે કાંઇ એમનું કામ નથી. ચાલો આપણેજ કુલપતિ પાસે જઇ આવીએ. મારૂં મન અતિ યત્ન કર્યા સતાં સ્થિર થતું નથી.

વીરકેતુ—ત્યારે તેમ કરો. (બંને જણ ઉઠી ઉભા થઇ ચાલ્યા જાય છે.)

(મહા વ્યથાથી વ્યાકુલ થયા જેવો અને ધીરે ધીરે ચાલતો સર્વજિત પ્રવેશ કરે છે.)

સર્વજિત—અરે દૈવ ! તને તો દયા ન હોય એ સ્વાભાવિક છે; પરંતુ પરમેષ્ઠિ જેવા વસિષ્ઠ મહાત્મા પણ કષ્ટ નિવારવાને સમર્થ છતાં જે જે કષ્ટવાર્તા કહીએ છીએ તે સાંભળીજ રે'છે. એ પરથી જણાય છે કે આર્ય સુષેણને મહા યત્ન કર્યા સતાં અપયશજ મળવાનો છે (એને વીરકેતુ તથા સુષેણ વાતો કરતા પ્રવેશ કરે છે અને સર્વજિત તેમની ચાલતી વાત પોતાના અધિકારને લગતી હોવાથી થોડાક સંતાઇ ઉભો રે'છે). (દ)

---

૫ શ્લોક—નીતિ.
(દ) પ્ર. ૪. પરમેષ્ઠિ—બ્રહ્મ દેવ.

સુષેણ—વીરકેતુ ! જોયું કની ? પેલો માણસ પ્રથમ પાણી પાણી ઝખ્યા કરતો હતો, તેને આપણે પાણી પાયુ કે તર્તજ તેણે પ્રાણ મૂકયા ! વીરકેતુ ! આ અપયશ મારે કર્મે કયા લખાયલો ?

વીરકેતુ—આર્ય ! એમ કલ્પાત કરવાથી શુ વિશેષ છે ?

સુષેણ—( સાવધ થયાનો અભિનય કરી ) ના ના, એમાં કલ્પાત કરવા જેવુ કાઇ નથી. મારા પિતાશ્રીના સચિવપણામા દુકાળ પડયો હતો, તેના જેવું તો હજી કઇ પણ જોવામા આવતુ નથી તેમણે કહેલુ મને સાભરે છે, કે તે સમયે તો આ પ્રમાણે થઇ ગયું હતુ.

શ્લોક

લોકો નાશી ગયા'તા, ગૃહ ધન તજીને, દેશ વિદેશ માહી,
પીડા પામી ક્ષુધાર્થી, તનુજ તરુણીને, ત્યાગી'તી જ્યાહીં ત્યાહી,
મર્યાદા માનવીની, તજી હતી કઇકે, ભક્ષતા માનવોને,
જાણે પ્રેતો વસેછે, નગર સકળમાં, ત્યાગતા ના શવોને. ૬

સર્વજિત—( ઉતાવળે નિકટ આવી નમન કરી ) આર્ય ! આપે કહી ગતાવ્યું તે કરતાં કંઇક અ શે અધિક અનર્થ આજ પાચ દિવસથી દુકાળે આપને અપયશ આપવા આદર્યો છે. કુલપતિ કાઇ કરશે એમ ધારી અમે આપને બનતા માઠા સમાચાર જણાવી દુ ખી કરવા નો'તુ ધાર્યુ પણ કુલ પતિ નો સર્વ સમાચાર શાતપણે શ્રવણ કરી કાઇ પણ ઉત્તર આપતા નથી, એટલે આજે આપને જણાવવુ પડયુ છે હવે જેમ યોગ્ય લાગે તેમ કરશો

સુષેણ--( સકોપ ) આવે સમયે આવા માઠા અને મહત્વના સમાચારથી મને અજ્ઞાત રાખવો એ અતિ અયોગ્ય છે હવે પછી આવુ દોઢડા'પણુ ન કરવાને હું કહી રાખુ છુ. ( का )

વીરકેતુ--આર્યને જણાવેલા મહત્વના કાર્યને મારેજ આ દિનના પાછળથી જણાવવાનો નિર્ણય કર્યો હતો

સુષેણ—ત્યારે તમેજ મને અજ્ઞાત રાખ્યો છે એમ કો'ને

૬ શ્લોક—સ્રગ્ધરા તનુજ–પુત્ર માનવીની મર્યાદા–માણસપણાની સીમા અર્થાત મનુષ્યપણાનો ધર્મ મૂકીને પશુની પેઠે માણસના દેહને ખાઇ જતા હતા શવોને—મુડદાને—મુડદાને પણ છોડતા નહીં—ખાઇ જતા

( का ) અજ્ઞાત—અજાણ્યો

**વીરકેતુ**—હા એમ તો ખરૂં. એ દોષ મારોજ ગણવો જોઇએ.

**સુષેણ**—તમને જે ઠીક લાગ્યું અને તે થઇ પણ ગયું, એટલે કાંઇ કે'વા જેવું નથી; કિન્તુ આવા બારીક સમયે તો એક કરતાં એના વિચાર વધારે ઉપયોગી થઇ પડે ખરા કાંઇ ચિંતા નહિ તમે જે કર્યું હશે તે વિચારીનેજ કર્યું હશે. શું મેં કહી સંભળાવ્યુ એનુજ આપણે ત્યા પ્રેનકર્મ થવા લાગ્યું છે ? શિવ શિવ ! ( એમ કહી માથે હાથ દઇ દીર્ઘનિઃશ્વાસ નાખે છે. )

**વીરકેતુ**—આપના કહ્યાથી અધિક અનાચાર આજ પાંચ દિવસથી પ્રવર્ત્યો છે. આર્ય ! કાઇ પણ ઉપાયથી શાંતિ નથીજ થતી. શાંતિ કરવા ગયેલા અનેક શુરવીર સામ તો પણ ક્ષુધાર્થીઓના ભક્ષ રૂપ થઇ પડયા, ત્યાં હવે કે'વા જેવુ કે કરવા જેવું કાઇ રહ્યુ નથી ! હવે તો આપ કે કુલપતિ જે આજ્ઞા કરો તે કરવાનુ છે !

**સુષેણ**—વીરકેતુ ! તમારી દઢતાને જેટલો ધન્યવાદ આપીએ તેટલો ઓછો છે ? વારૂ હવે વિલંબ ન કરતાં આપણે કુલપતિ પાસે જવું જોઇએ.

**વીરકેતુ**—સર્વજિત ! તમે ત્યાંજ જઇ આવ્યા ને ?

**સર્વજિત**—હા હુ ત્યાંથીજ ચાલ્યો આવુ છું.

**સુષેણ**—કુલપતિ આશ્રમમાજ છેને !

**સર્વજિત**—હા આશ્રમમાજ છે.

**સુષેણ**—ત્યારે તો ચાલો ત્યાં જઇ કેમ કરવુ તેનો સત્વર વિચાર કરી વાળીએ. ( એટલું બોલી ઉતાવળે ચાલે છે અને વીરકેતુ તથા સર્વજિત પણ એક પછી એક પાછળ ચાલ્યા જાય છે. )

( વારંવાર ધ્યાનથી ભ્રષ્ટ થયેલા જેવા વેષવાળો રાજા તથા તેને સમજાવતો વસંતક પ્રવેશ કરે છે )

**સંવરણ**—વયસ્ય ! હવે મારે કિયે પ્રકારે ધ્યાન ધરવું એનો એક માર્ગ મને સૂઝતો નથી મને કોઇ આકરૂપ નર અસુર વા સુર નડે છે કે જેને હુ જાણી શકતો નથી. તારા જાણવામા હોય તો તું મને કહી બતાવ. જો તેનુ કૃત્ય મને આવુ જણાય છે -( ક્ષ )

શ્લોક

તનને તપાવે, મનને ભમાવે,
ધનને ગમાવે, જનને રમાવે. ૭

( ક્ષ ) પ્ર ૫ મો ૭ શ્લોક—સમ. સુપ્રતિષ્ઠા છંદનુ બારમું વૃત્ત.

વસંતક--તમે વર્ણવી બતાવો તેવા ગુણવાળો તો મારો ઇષ્ટ મિત્ર છે. હું પણ એના ઝપાટામાં અનેક વાર આવી ગયો છું અને હમણાં તો મને અન્યના દોષ વડે છેકજ બેહાલ બનાવી દીધો છે ! જુઓ વળી એ આટલું અધિક કરતો હશે. એનું તો નામ પણ હું જાણું છું. શ્રવણ કરો -( ગા )

શ્લોક.

તપને શમ વે, જપ ના જમાવે;
દમને દમાવે, વિતનુ વમાવે ~ ૮

હવે તો ઓળખ્યો કની ? એના અકૃત્ય તો ગણ્યા ગણાય તેવાય નથી.

શરવણ--વાહ મિત્ર વાહ ! તે ભયો એને ઓળખી કાઢ્યો ! મારા તો તે જાણવામાજ નો'તો આવતો ? એ મારી આ પ્રકારે દુર્દશા કરે છે, જો શ્રવણ કરય --

શ્લોક.

ધરી ધ્યાન બેસું તદા ધ્યાન ભાજે,
કરી જ્ઞાન કે'શું ! કદા જ્ઞાન ભ્રાજે,
કરી દાન દે શું ? સદા દાન દાઝે,
જરી જાન સે'શુ જદા જાન ઝાઝે ૯

અપિચ --

શ્લોક.

મચરડી મરડીને, માનસી તર્ક તોડું,
ઘડી પળ વિરમે તે, દેવીને હસ્ત જોડું,

---

( ગા ) મારો ઈષ્ટ મિત્ર—કામદેવ કામદેવ વસંતકનો મિત્ર કહેવાય છે, અને આ વિદૂષકનું નામ પણ વસંતક છે, માટે તે કામદવને પોતાનો મિત્ર કહે છે અન્યના દોષ વડે—અર્થાત્ તમારા દોષ વડે.

૮ શ્લોક—પાછળ સાતમા શ્લોકમા કહ્યુ તે વૃત્ત. દમ ઇ૦—ઇંદ્રિય નિગ્રહ રૂપ દમ નામના ગુણને દમાવે—હરાવે વિતનુ ઇ૦—એવો એ વિતનુ ( કામ ) વમાવે ( દમની ઉલટી કરાવે ) એવો છે દમ કાઢી નાખે એવો છે

૯ શ્લોક—ભુજંગી કરી ઇ૦—હું તને જ્ઞાન કરીને શુ કહુ ? જ્ઞાનજ ક્યારે ભ્રાજે ( પ્રકાશે ) છે ? જરી ઈ૦—મારો જાન ( જીવ ) જરી પણ શુ સહન કરે ? જદા ઇ૦—જ્યારે ઝાઝુ જાન ( નુકશાન ) થાય છે ત્યારે આ છદમાથી અશ્વ-ગતિબંધ, કપાટબંધ અને ગોમૂત્રિકાબંધ વગેરે ચિત્રકાવ્યો નીપજે છે જેમ, —( જુઓ સામેના પૃષ્ઠમાં )

## કપાટબંધ.



| | | |
|---|---|---|
| ધ | રી | ક |
| ધ્યા | ન | જ્ઞા |
| એ | સુ | કુ' |
| ત | દા | ક |
| ધ્યા | ન | જ્ઞા |
| ભા | જે | ભા |

| | | |
|---|---|---|
| ડ | રી | જ |
| દા | ન | જા |
| દે | શુ | સે' |
| સ | દા | જ |
| દા | ન | જા |
| દા | ઝે | ઝા |

## અશ્વગતિ બંધ.

( ઘોડાના અઢી ઘરમાંથી વંચાય છે )

| | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ધ | રી | ધ્યા | ન | એ | મ | ત | દા | ધ્યા | ન | ભા | જે |
| ક | રી | જ્ઞા | ન | કે' | શુ | ક | દા | જ્ઞા | ન | ભા | જે |
| ડ | રી | દા | ન | દે | શુ | સ | દા | દા | ન | દા | ઝે |
| જ | રી | જા | ન | સે | શુ | જ | દા | જા | ન | ઝા | ઝે |

તર્પી તર્પી તન આવે, વારતા કે વખોડું,
કર્રી કર્રી કર્રી નાખ્યું, " ઇંટ આખીનું રોડું " ! ૧૦

વસંતક—વયસ્ય ! એનાં કૃત્ય એવાંજ છે. અને એ તમારા જેવા ડાહ્યાને તો પોતાનું રમકડું જ સમજે છે કે કરી નાખે છે. અમારા જેવાનું તો તે નામ પણ ન દઇ શકે. અમે અમારો તેને ઇષ્ટ મિત્ર અમથો માનતા નથી! આ ડાંગ લઈ હું ઉભો રહું છું; તમે તપન દેવનું ધ્યાન ધરો. જોઇએ તો ખરા કે એનું જોર અમારા જેવા પર કેટલું ચાલે છે તે. ( ઘા )

સંવરણ—( સસ્મિત ) ઠીક છે ઠીક, તેમ કરવ. ગમે તે પ્રકારે મારી, ધારણા દૃઢ ધ્યાની થઇ બેસવાની છે, તે સિદ્ધ થવી જોઇએ.

વસંતક—સિદ્ધ થઇ સમજોને ! હવે એના શા ભાર છે? અત્યાર સુધી તો અજાણમાં અથડાયા ! હવે જોઇ લ્યો આપડો ઝપારો ! ( રાજા ધ્યાન ધરી બેસે છે અને વસંતક ખભે ડાંગ મૂકી આમથી તેમ પરિક્રમણ કરે છે )

સંવરણ—( ધ્યાનનો ત્યાગ કરી ) વયસ્ય ! તારાથી કંપી વિતનુ મારા પર વક્રગતિ કરવા લાગ્યો ! તેનો કંઇ ઉપાય તારા જાણવામાં છે? ( દા )

વસંતક—તેણે કિયા પ્રકારની વાંકી ચાલ ચાલવા માંડી, તે કહી બતાવો એટલે એનો પણ ઇલાજ શોધી કાઢીશું. અમારા જેવા મતિમાનને શું અશક્ય છે?

સંવરણ—જો શ્રવણ કરયઃ—

શ્લોક.

તપતી અંતર બાહાર, જપતી જીભ ન કદાપિ કંઈ બીજું;
તપતી પ્રતિ પ્રતિ રોમે, લપતી ન લલના રહ્યો રુહ્યો ખીજું. ૧૧

વસંતક—વયસ્ય ! હવે એનો તો ઉપાય જડે તેવો નથી ! અથાગ આર્ણવમાં ખરો તારોય શી રીતે તરી શકે ? ( વિચાર કરી ) કાંઈ હરકત નહિ; ભાગ એક ઉપાય છે.

સંવરણ—વયસ્ય ! " ડૂબતો નર તૃણને ગ્રહણ કરવા જાય છે " તે ન્યાયે હું તારો તે ઉપાય શ્રવણ કરવા ઇચ્છું છું. (ચા)

વસંતક—જુઓ સાભળો, કામનો દાઝ્યો કામથી ઠરે પડે, એટલે કામને ગમે તે પ્રકારે પ્રસન્ન કરો તો અર્થ સરે. કહ્યુ છેકની કે " વનો વેરી નેય વશ કરે. "

સંવરણ—વારૂં હું તેમ કરૂં છું.

શ્લોક.

મિચું આખ જો હું તદા તપતી તપની,
ભવી બાપડી જીભ બીજુ ન જપતી;
ઊઘાડું કદા આખ તો લપતી લપની,
અરે આત્મભૂ હું નથી નીચ, નૃપતિ. ૧૨

---

૧૧ શ્લોક—ગીતિ લપતી—સંતાતી (પ્રતિ પ્રતિ રોમમાં.) લલના—સુંદરી.

( ચા ) ડૂબતો ઇ૦—અર્થાત્ તારા બતાવેલા ઉપાયમાં કાંઇ માલ તો નહીંજ હોય, તથાપિ કાળક્ષેપ કરવાની બુદ્ધિથી સાંભળું છું.

૧૨ શ્લોક—અર્ધસમપદ છંદ વિષમમાં સયજનલગ, અને સમમાં યયયનગ. અથવા ' તપતી ' વગેરેને ' તપી ' વગેરે બોલિયે તો ભુજંગી વૃત્ત થાય. લપતી—સંતાઇ જતી અર્થાત્ આખ મીચુ ત્યારે તે દેખાય છે અને આંખ ઉઘાડું ત્યારે તે દેખાતી નથી. કામદેવને ઠપકો આપે છે અરે ઇ૦—અરે આત્મભૂ (કામદેવ !) હું નીચ નથી, પણ નૃપતિ છું. અર્થાત્ તું જેમ બીજા સાધારણ માણસોને પ્રહાર કરે છે, તેમ હું પ્રહાર કરવા યોગ્ય નથી !

વસંતક—હવે ધ્યાન ધરી બેમે। એટલે પોબાર પડયા સમજવા. અત્યાર સુધી તો પુષ્પબાણના સમજવામાં નો'તું કે આ લોહબાણ ધરનાર રાજા છે! હવે એનું કંઇ પણ ઉપજનાર નથી. ( છા )

સંવરણ—હવે તુ કે' તેમ મારે કરવું.

• વસંતક—'આ કાર્ય પૂરતું' એમ ઉપરથી સમજી લેવું. ( જા )

સંવરણ—( કંઇ પણ ઉત્તર દીધા વગર ધ્યાન ધરી બેસે છે. )

વસંતક—અરે આ તો છેકજ હાથથી ગયા! હવે કેમ કરવુ? કામદેવ ડાહ્યાને ગાંડા કરી દે છે, એવી વાત કાને સાંભળતા હતા તે આજ જાતે જોવા વારો આવ્યો! હવે વધારે વિલંબ થશે તો ગાંડછા વ્યાપી જશે, માટે કાંઇ ઉતાવળે ઉપાય ખોળી કાઢવો જોઇએ! જે આખા જગતને બુદ્ધિબળમાં રમાડી જેર કરનાર તે આજ મારા રમાડયા રમે છે! કામદેવ તને હજાર હજાર વાર પ્રણામ છે!!!

સંવરણ—( એકાએક જાગ્રત થઇ આમથી તેમ દોડી ) વયસ્ય! કાંઇ વળ્યું નહિ! અરે કામદેવ!

શ્લોક.

સંવરણ ધ્યાને ભ્રષ્ટ કરવો, કાજ એટલુ ધાર્યું છે,<br>
સંસરણ છૂપવી રાખવાને, આજ વારૂ વિચાર્યું છે;<br>
સંહરણ હરખે થાય અસુનું, રાજ્યાંતર શાર્યું છે,<br>
સંકરણ કરી મેં શું ન કીધું, વ્યાજવૈરી! વાર્યું છે. ૧૩

( છા ) પુષ્પબાણ—ફુલના બાણવાળો—કામદેવ કામદેવ કરતા રાજાનું વિશેષ બળ બતાવવા માટે કામને પુષ્પબાણ અને રાજાને લોહબાણધારી કહેલો છે, માટે પરિકરાંકુરાલંકાર

( જા ) આ કાર્ય ઈ૦—અર્થાત્ તમે આ કાર્ય પૂરતુંજ મારૂં કહ્યું કરવા તૈયાર થાઓ છો, નહીં તો જો ખરેખરૂંજ મારૂં કહ્યું કરતા હોત તો સુલોચનાને કોપવાનું કાંઇ કારણ નહોતું ઇત્યાદિ વ્યંગ્ય છે.

૧૩ શ્લોક—હરિગીત. સંસરણ—ગમન ( તપતીનું ) સંહરણ—સંહાર અસુ—પ્રાણ, રાજ્યાંતર—રાજાનું અંતઃકરણ સંકરણ—( સંકલન ) મેળાપ (વ્યાજવૈરી )—નિમિત્ત રૂપે થએલો શત્રુ-કામ હે વ્યાજવૈરી (કામદેવને,-નિમિત્ત

( આટલું બોલી મૂર્ચ્છા ખાઇ પૃથ્વી પર પડે છે અને વસંતક તેની આશ્વાસના કરે છે તથા આ પ્રમાણે આશા આપે છે. )

**વસંતક**—વયસ્ય સાવધ થા સાવધ ! એના તે શા ભાર છે ? તું કે'તો આપણા પુરમાં જઇ આખું કટક ચઢાવી લાવું ! મહા ધુરંધર તનુને છતી નાખ્યા તો અતનુના તે શા હિસાબ છે ? ( એવી રીતે કહ્યા સતાં રાજા સાવધ થતો નથી તેથી ગભરાઇને ) અરે પ્રભુ ! હવે કેમ થશે ? આ તો માર્યા જવાનો પ્રસંગ આવ્યો ! ( દીર્ઘ નિઃશ્વાસ નાખી ) એના પે'લા આપણેજ મરવું એજ આ પ્રસંગે હિતકર છે ! પણ મરવું શી રીતે ? ( વિચાર કરી ) કોઈ તપસ્વીનો અપરાધ કરી શાપાગ્નિથી દગ્ધ થવું એ મે'લામાં મે'લો ઉપાય છે ! લાવ ત્યારે તપોવનમાં જઈ તે પ્રમાણે કરૂં. ( એવે રાજાનો એક હાથ હાલે છે તે જોઈ ) વયસ્ય ! વે'લો સાવધ થા નીકર મારા પ્રાણ જતા રે'શે. ( ક્ષ )

**સંવરણ**—[1]( કંઇક સાવધ થઇ ધીમે ) તપતી રૂપી તાપથી દગ્ધ થતા આ તનને કોઇ બચાવનાર નથી ?

**વસંતક**—( એકદમ મોટેથી બોલી ઉઠે છે. ) કેમ નથી ? ઘણાય છે ! મારી સાથે ઉઠી વાત કરો તો એક નહિ પણ અનેક બતાવી દેઉ !

**સંવરણ**—( કંઇક વિશેષ સાવધ થઇ ધીમેથી ) કોણ છે ? કે' જોઇએ.

**વસંતક**—વીરકેતુ અને સુષેણ !

**સંવરણ**—એમનાથી શું થાય ?

**વસંતક**—ત્યારે કુલપતિ વશિષ્ઠ અને વસંતક !

**સંવરણ**—( એકદમ સાવધ થઇ ) ધન્ય છે મિત્ર ધન્ય છે ! તેં આ અવસરે કુલપતિનું સ્મરણ કરાવ્યું એ તારા ઉપકારનો બદલો આપી શકાય એવું મારી પાસે કાંઇ પણ નથી ! ( એટલું કહી પાસેના સરોવરમાં જઇ

---

[1] હરીને નડનારા શત્રુ ! મેં તપતીનું સંકરણ ( મિલન ) હરીને પછી જે કરવાને ધદ્ય હતું તેમાંનું શું નથી કર્યું કે જેથી તેનું સંકરણ ( મિલન ) હવે તે વાઢું છે—અટકાવ્યું છે.

( ક્ષ ) મહા ધુરંધર તનુ—અતિ મોટા શરીરવાળા.

પાદપ્રક્ષાલનાદિ કરી શુદ્ધાચમન કરે છે, અને પદ્માસને બેશી કુલપતિનું સ્મરણ એકાગ્ર મન કરી કરે છે, કે તર્તજ એકાએક વસિષ્ઠ મહાત્મા ત્યાં આવી ઉભા રહી રાજાને આ પ્રમાણે કે'છે. ) ( ય )

વસિષ્ઠ—વત્સ સંવરણ ! તારી મનેચ્છા મેં જાણી લીધી છે. હવે નિશ્ચિંત રે'. તારી કામના પૂર્ણ કરવામાં ગમે તે વિઘ્ન નડશે તે દૂર કરી હું તને પ્રસન્ન કરીશ. જો શ્રવણ કરય,—

શ્લોક.

બ્રહ્મા વિષ્ણુ મહાદેવે, માનસે વિઘ્ન આદર્યું;
દેવેંદ્ર અથવા દેવે, કોઈથી નહિ હું ડરૂં. ૧૪

( એટલું બોલી આકાશ માર્ગે સત્વર ગમન કરી જાય છે. )

સંવરણ—વયસ્ય ! હવે નિઃશંકપણે મનકામના પૂર્ણ થઈ એમ હું માનુંછું. પૂર્વે દુઃખ એ પશ્ચાત્ સુખની નિશાની છે. ( ટ )

વસંતક—પ્રિય મિત્રની " આશા પૂરાઇ " અને " સારો દા'ડો " દીઠો તેથી આનંદ થયો. હવે એ વાત પર આ ભૂખ્યા પેટને કોઠા ઓરાંની ઉજાણી આપવી જોઇએ. ઉતાવળે એટલી ઉદારતા કરી ઘો તો જાણે મને સો વાર જીવતદાન આપ્યુ એમ હુ માનુ.

સંવરણ—( સહાસ ) ચાલય મિત્ર તારી ઇચ્છાનુરૂપ કરીએ. ( એમ કરી આકાશ ભણી જોતો રાજા અને ફળવાળાં વૃક્ષ ભણી જોતો વસંતક એમ બને જણ ચાલ્યા જાય છે. )

---

( ય ) અહી કાર્ય સિદ્ધિ માટે ગુરુનું સ્મરણ કર્યું છે, માટે અવમર્શ સંધિનું પ્રસંગ નામે અંગ વર્ણાયુ છે.

શ્લોક—અનુષ્ટુપ્. માનસે—મનમા દેવેંદ્ર ઇ૦—અથવા દેવના ઇંદ્ર એવા દેવે પોતાની શકિત કહી બતાવી છે, માટે અવમર્શસંધિનું વ્યવસાય નામે અંગ વર્ણાયુ છે

( ટ ) કાર્ય સિદ્ધિનો નિશ્ચય વર્ણવ્યો છે, માટે નિયતાપ્તિ નામે કાર્યાવસ્થા વર્ણાઇ છે તથા ધ્યાન રૂપ પ્રકરી ( અર્થપ્રકૃતિ ) સાથે તેનો યોગ હોવાથી અવમર્શ સંધિ વર્ણાયો છે

( તમાલિકાને ખભે હાથ મૂકેલો અને બીજે હાથ તરલિકાએ ઝાલેલો એવી તપતી પ્રવેશ કરે છે )

**તપતી**—સખી ! એમ શાથી થયું ? મદનશિખર પરની વાત જાણવાનું તો કોઇને કંઇ પણ સાધન નથી. તેં આ વાત કહી બળતામાં ઘી હોમવા જેવું કર્યું છે. અનેક પ્રકારની પીડામાં આ પણ એક વધારેની પીડા "પડ્ય પડ્ય તો કે સધાવડી ". હવે તો માત્ર આ દેહજ અવશેષ રહેલો છે તેનો નિકાલ આવી જાય તો " હાલે નહિ અને હોહે નહિ " ( ઢા )

**તમાલિકા**—બેન ! એમ થવાનું કારણ તો કંઇ પણ નથી; તેમ આપણી વાત પણ કોઇના જાણવામાં આવી નથી અને આવનાર પણ નથી. તને દુઃખી કરવાના હેતુથી આ વાત કરી નથી, પણ પિતાશ્રીનું મન શંકાશીલ થયું છે, એ તારા જાણવામાં આવે તો ઠીક

**તરલિકા**—સખી ! તારા કષ્ટથી તો અમનેય ઘણું લાગે છે. પિતાશ્રી આગળ જો કોઇ તારા દુઃખની વાત કરે, તો તને સુખ થાય તેમ તેઓ નક્કી કરે. અરે પ્રભુ ! અહીં તારા મુખ સામું જોવાતું નથી અને તહીં જઇ જોઇએ છીએ તો રાજઋષિનીએ એ દશા દીઠામાં આવેછે !

**તપતી**—અલી તરલિકા ! તારા કે'વા પ્રમાણે એ ઉન્મત્તજ થઇ ગયા છે અને મારૂંજ સ્મરણ કર્યા કરે છે ?

**તરલિકા**—ત્યારે શું હું ખોટું કહુંછું ? તારા પરથીજ તેનો વિચાર કરી જોને, એટલે કંઇ પણ શંકાનું કારણ રે'શે નહિ

**તપતી**—સખી તમાલિકા ! મારી તથા એમની આવી સ્થિતિ કરનાર કોણ હશે ?

**તમાલિકા**—કામદેવ વગર ઉભયને આવું દુઃસહ દુઃખ દેનાર બીજો કોઇ મારા જાણવામાં નથી; પછે તો તે ધાર્યું હોય તે ખરૂં

**તપતી**—સખી તું કે'છે તેનાથીજ અમે આવી અસહ્ય પીડામાં આવી પડયા હઇએ, તો પછે એવા દુઃખકરને દેવ નામ કેમ આપી શકાય ?

( ઢા ) પ્ર ૯ દો હાલ—શ્વાસ હોહ—શોષ

તરલિકા—હા અલી ! એ તો બેનનું કે'વું ખરેખરૂં છે. એ શુઆને કામદેવ નહિ મણ ક્રૂર દાનવ કે'વો જોઇએ.

તમાલિકા—જ્યાં સુધી દાનવ જેવું એનું દુષ્ટઆચરણ નક્કી ન ઠરાય, ત્યાં સુધી તો એને દેવજ કે'વો જોઇએ.

તપતી—એનાં દુષ્ટ આચરણ નક્કી કરવાગાં કાંઇ લેવા જવું પડે તેવું નથી. દેહનો ભક્ષ દાનવો કરે છે તેમ એ પણ કરે છે. અફ્સ કરી દાનવો દુ-ખકર દેખાય છે તેમ એ પણ પ્રેમીજનોને વિવિધ પીડા ઉત્પન્ન કરે છે. જો એમ છે તો પછે એ બેમાં શો અંતર છે ?

તમાલિકા—" અંતર તો ગાલાના પૈડા જેટલો છે. " ( હા )

તરલિકા—શેનો ધૂળનો અંતર ? તાન આવે તે જોનારને જણાય અને સું'ક આવતી હોય તે ન દેખાય, તેથી શુ સું'ક પીડાકારી નથી એમ કહી શકાય કે ? દાનવ તો સારો કે એકીનારકો કોળિયો કરી જાય પણ રીબારી રીબાવી મારે નહિ. એને તો એથીએ ભુંડો કે'વો જોઇએ.

તપતી—સખી તમાલિકા ! તારૂં કેવું હુ સારી રીતે સમજું છું. તથાપિ પૂછું છું કે તું જેને દેવ કે'છે તેણે અમને દીધેલું દુ:ખ અમારે કોના આગળ કે'વું ? ( હા )

તરલિકા—બે'નનું કહેવું ખરૂં છે. " વાઘે મારું માનવી નહિ બૂમ કે વાર. "

તમાલિકા—અલી તરલિકા ! એટલુંય નથી જાણતી કે " અતિ ડાહ્યાં અતિ ખરડાય. " વારૂ કો' જોઇએ, કામદેવ અનુકૂળ થયે જે સુખ આપે છે તે સુખ કોઇનાથીએ આપી શકાય એવું છે કે ? પ્રતિકૂળ સમયે કોણ દાનવથી ઉતરતું કૃત્ય કરે છે તેના નામ અને કહી સંભળાવ્ય જોઇએ ?

તપતી—સખી તમાલિકા ! ત્યારે તે વિશ્વે માનેલો દેવ અનુકૂળ કેમ થાય તે તારા જાણવામા હોવું જોઇએ; તો તે જણાવી મારૂં દુ:ખ મટાડવું

---

( હા ) અહી ' અતર ' શબ્દ ' ફેર ' ના અર્થમા છે, અને ' ફેર ' શબ્દ તફાવત તથા ભ્રમણ, એવા બે શ્લિષ્ટ અર્થવાળો હોવાથી આ કહેવત ઉત્પન્ન થયેલી લાગે છે.

( હા ) સમજું છું—આ પીડા પ્રેમની છે, જેનુ પરિણામ સંયોગમા સુખ છે, અને દાનવની પીડા દુઃખની છે, જેમાં પરિણામે દુ:ખજ છે.

એ તારૂં કામ છે કે નહિ ? બોલ્ય કહી દે ઝટ. ( તમાલિકાને હલાવી ) કેમ કંઇ બોલતી નથી. ( એવે ઉતાવળે ઉતાવળે દોડતી ચંપાવતી પ્રવેશ કરી આ પ્રમાણે કે'છે. )

**ચંપાવતી**—( નમન કરી ) મને પિતાશ્રીએ કહ્યું છે કે બેન જ્યાં હોય ત્યાંથી ઉતાવળે બોલાવી લાવ્ય.

**તપતી**—( સખીઓ સામે સભય જુએ છે અને કંઇ પણ ઉત્તર દેતી નથી તેથી )—

**તમાલિકા**—અલી ચંપાવતી ખરૂં કે'છે કે ખોટું ? જો જે બાઇ બીજાને બોલાવ્યું ન હોય ! તું તો ભાન વગી છું, બેન વના તે " શું અણુદોયું રહ્યું છે " કે ઉતાવળે બોલાવે. ( ण )

**ચંપાવતી**—અલી વાહ રે ! ડાહી ડમરી તો આજ કાલ તુંજ છેને શું ! બેને જરા હળીને બોલાવ્યા એટલે છેકજ માથે ચઢી બેઠા ! " જાત પર ભાત પડે " ( તપતી સામું જોઇ ) બેન ! ઉતાવળે થાનેને બા.

**તપતી**—પણ કહીશ તો ખરી કે ત્યાં શું કામ છે ? મારૂં તો માથું ચઢયું છે, હું તો હમણા કંઇ નથી આવતી જા તારે જવું હોય તો

**ચંપાવતી**—કોઇ મોટા મહાત્મા આવ્યા છે તેથી તમને બોલાવે છે જો નહિ આવો તો પિતાશ્રી કોપાયમાન થશે મારે શું ? હું તો મારે તમે નહિ આવો તો ત્યાં જઇ ના કહીશ કે તમે કે શો તે કહીશ, પણ બેન ! કંઇ તમારા વિવાહ કર્યા જેવી વાતો ચાલતી હતી પછે તો પરમેશ્વર જાણે

**તપતી**—( સકોપ ) કોના વિવાહની વાતો ચાલતી હતી ? અહીં પૈણવું છેજ કોને ? જા જઇ પિતાશ્રીને કે' કે મારે તો કુમારિકાવ્રત આચરી આનંદથી પૂરો કરવો છે

**ચંપાવતી**—બેન ! મારે શું ? હું તો " ચીઠ્ઠીની ચાકર " તમે એમ કે'તો એમ જઇ કહું; પણ ત્યાં આવી ગયા હોત તો ઠીક થાત

**તમાલિકા**—બેન ! ત્યાં જવું તો જોઇએ.

**તપતી**—નહિ જઇએ તો કયાં જવાના છીએ ? પણ જો પિતાશ્રી લગ્ન સંબંધીનો આગ્રહ કરશે, તો તર્તજ દેહનો ત્યાગ કરીશ

---

( ण ) અણદોયું—અણુદોયું—દોહ્યા વગરનું

**તરલિકા**—બેન ! ઝાઝું બોલીએ નહિ. " તેલ જોઇ તેલની ધાર જોઇ " જે કરવું ઘટે તે કરજો; પણ હમણાં તો જવુંજ જોઇએ.

**તમાલિકા**—ચાલ્ય બેન. ( એટલું કહી તપતીને બળાત્કારે ચલવી લઈ ગયાનો અભિનય કરતી તમાલિકા વગેરે ધીમે ધીમે ચાલ્યાં જાય છે )

( કનકબાજઠે બેઠેલા વસિષ્ઠ અને સન્મુખ હસ્ત જોડી બેઠેલા તપનદેવ તથા પૂજનાદિનું સાહિત્ય લઈ જતી લાવતી ઘણીક સહચરીઓ પ્રવેશ કરે છે ).

**તપનદેવ**—કુલપતિ ! આપની ઇચ્છાનું ઉલંઘન કરવાને સર્વેશ્વર જેવા પણ શકિતમાન નથી, તો અમારો તે શો આશરો કે હા ના કંઇ કહી શકાય ? સતાં વિજ્ઞાપના કરવાની કે,—( એવે ત્રણ સહચરીઓ સહ તપતી પ્રવેશ કરે છે તેને જોઈ ) બેન ! મહાત્મા કુલપતિને પ્રણામ કરી અહીં બેશ. ( ता )

**તપતી**—( વસિષ્ઠને પ્રણામ કરે છે. )

**વસિષ્ઠ**—( તપતીને માથે હાથ મૂકી ) વત્સા ! અભીપ્સિતપતિ પામો ( था )

( તપતી દંતથી અધર દબાવતી અને મુનિના સામું જોતી પિતાએ બતાવેલે સ્થળે સહચરીઓ સહ બેસે છે )

**તપનદેવ**—મહર્ષિ ! આ સુતા; એનું અભિધાન તપતી છે.

**વસિષ્ઠ**—એના આવ્યાની પૂર્વે તમે કંઇ કે'તા હતાને ?

**તપનદેવ**—મહાત્મા ! આપ સર્વજ્ઞ છો; આ કન્યા હું આપને સ્વાધીન કરી ચૂકયો છું, સતા વિનંતિ કરવાની કે તમે જેને માટે એની માગણી કરો છો તે કોણ છે, એ જો બાધ ન હોય તો જાણવાની ઇચ્છા છે.

**વસિષ્ઠ**—અહો પ્રભાકર ! એ જણાવવાને તે બાધ હોય ? ધન્ય છે તમારા વિવેકને ! ( સૂર્ય મેઘકાદિને ન કે'તાં આઘે પડેલો પખો લેવા જાય છે ).

---

( ता ) પ્ર ૭ મો.
( था ) અભીપ્સિત—ઇચ્છિત

તપતી—( ધીમેથી તમાલિકાને ) સખી ! પ્રાણ કોને કાજે વિલંબ કરી રહ્યા હશે ! વસિષ્ઠ જેવા મહાત્મા પણ સ્વાર્થને લીધે ખોટા આશિર્વાદ આપે છે, અને પિતા તેમની ઇચ્છાનુસાર શાપ આપવાની કરી ચૂક્યા છે, તો હવે જેટલી વાર થાય છે તેટલી વેળા વધે છે, માટે હવે તો જે કરવું તે ઉતાવળેજ કરી નાખવું જોઇએ.

તમાલિકા—સખી ! જરા ધીરજ ધરય; જોઇએ આગળ શું થાય છે ?

તપનદેવ—( સ્વહસ્તે પવન નાખતાં ) એમાં ધન્યવાદ આપવા જેવું કાંઇ કર્યું નથી !

વસિષ્ઠ—તમારે એમજ કહેવું ઉચિત છે ! હવે તમારી જે શ્રવણ કરવાની ઇચ્છા છે તે સુખેથી શ્રવણ કરો —

શ્લોક.

કુરકુલ મણિ મોટો, રક્ષ રાજા કહાવે,
સમરથ સુત તેનો, વાણી વર્ણ્યે ન આવે;
ગુણગણ સહુ આવી, જેહને હસ્ત જોડે,
રણધીર પણ તેવો, વાયુથી યુદ્ધ જોડે.　　　૧૫

અપિચ—

શ્લોક.

સાચો ભક્ત તમારો કા'વે, કૃત્ય કરે સહુ તમ જેવું,
અખિલ અવનિમાં આપ પ્રકાશો, એવું પણ માનો એવું;
શશિ પેરે સ્નેહીને સુખ દે, પાવક સમ પાપી બાળે,
સંવરણાભિધાન તેહનું અથવા વાત કરી ગા'શે.　　　૧૬

---

૧૫ શ્લોક—માલિની વૃત્ત કુરુરાજના કુળમાં મણિરૂપ ગુણગણ—ગુણના સમૂહ. વાયુ—રાક્ષસો.

૧૬ શ્લોક—રુચિરા છંદ તમ જેવું—તમારા ( સૂર્યના ) જેવું એવું ઇ૦—એ પણ આખી પૃથ્વીમાં પ્રકાશે છે પાપી—પાપીઓને. અથવા—ઇંદ્ર સંવરણના ગુણનું કથન કર્યું છે, માટે ગુણકીર્તન નામે નાટ્યલક્ષણ વર્ણવ્યું છે

**તપનદેવ**—શું મારા પરમ પ્રિય સંવરણ માટેજ તપતીની માગણી કરવા પધાર્યા છો ? મહાત્મા ! તમે મારા પર મોટો ઉપકાર કર્યો.

**તમાલિકા**—( ધીમેથી ) "ભાગ્યશાળીને ભૂત રળે." રડયું "ભાવતું'તું ને વૈદે કહ્યું." બેન ! બોલો હવે કઇ બાકી રે'છે ?

**વસિષ્ઠ**—એ મારો નૈષ્ઠિક શિષ્ય અને યજમાન છે.

**તપનદેવ**—મહાત્માનું આચરણ અનેકને ઉપકાર કર્તા હોયજ. મારી તો મોટી મનેચ્છા આપદ્વારા સિદ્ધ થઈ એમ હું સમજુ છું બેન તપતી ! તારે જે જે જોઇએ તે તે સાહિત્ય સહચર્યાદિ લઇ મહાત્મા કુલપતિ સાથે, જઈએ જેમ કે' તેમ સત્વર કરી મને પ્રસન્ન કરય ( દા )

**તમાલિકા**—( નમન કરી ) બેન કે'છે કે પિતાશ્રીની આજ્ઞાનું અનુવર્ત્તન કરવા હું તૈયાર છુ

**તપનદેવ**—જાવ ત્યારે ઉતાવળે બેનને જે જોઇએ તે, આપી તૈયાર કરો. ( તપતી સહચરીઓ સાથે ઉઠી ઉતાવળે ચાની જાય છે )

**વસિષ્ઠ**—તમારી સુતાના રૂપગુણને યોગ્ય ત્રણ લોકમા જો કોઇ તેનો સ્વામી થવાને યોગ્ય હોય તો તે સ વરણજ છે.

**તપનદેવ**—આપનું કે'વુ યથાર્થ છે. આપ મ દિરમા પધારશો. મે' ઉતાવળ કરવાને કહ્યુ છે તેથી હવે ઝાઝો વિલ બ નહિ હોય

**વસિષ્ઠ**—હા ચાલોને ત્યાં જઇ બેશીશુ ( સર્વે ઉઠી જાય છે )

( સંવરણ પ્રવેશ કરી )

**સ વરણ**—અલ્યા ચાલ્યને ચાલતો હોય તો; તું તે કેટલાક દિવસનુ ખાય છે ? કઇ ધરપશે ખરો કે નહિ ? ( ધા )

**વસ તક**—( અંદરથી ) તમારે તો વસિષ્ઠ ગુરુ વહુ તેડી આવવાના છે, તે હર્ષમાં ખાવુ પીવું મૂકી ઉતાવળા થવાની આવશ્યકતા છે; પણ અમારે તેમાનું શું છે ? કેમ આ ફળ ખાવાની ઇચ્છા છે ? લ્યો ઠીક પડશે

( દા ) સહચર્યાદિ—સહચરી આદિ
( ધા ) પ્ર. ૮ મો

સંવરણ—તને એક વાર કહ્યું કે મારે કંઈ પણ નથી ખાવું. ત્યારે એ બધું સાથે લઈ લે, પછી ત્યાં બેઠા બેઠા નીરાંતે ખાધા કરજે.

વસંતક—મહારાજ માની જાવ ! ભર્યું ભાણું ઠેલી જશો તેમાં મઝા નહિ માણો. (ના)

સંવરણ—બટક બોલા ! જો ગુરૂજી કંઈ નિરાશાના સમાચાર લઈ આવ્યા તો પછે તારી વાત છે ! હાલ તો શુભાશુભ ગમે તે બોલ્યા કરય. હવે તો આવવું હોય ત્યારે આવજે, હું તો જઉં છું.

વસંતક—(ઉતાવળે દોડી આવી) વયસ્ય ઉભો રે' ઉભો રે', તને મારા સમ. (રાજા ઉભો રે'છે તે જોઈ) હું પેલાં પડેલાં ચાર ફળ લઈ દોડતો આવું છું.

સંવરણ—(તેના ભણી જોઈ) અરેરા વળી પાછો બીજાં લેવા રહ્યો કે ? તારે જેટલાં જોઈએ તેટલાં લઈ આવજે; કંઈ અજાણ્યો તો નથી.

વસંતક—આ આવ્યોને ! એકલા જવામાં માલ નથી, હો ! ગુરૂજીનું સ્મરણ કરાવનારને જંગલમાં મૂકી જવો, એ તમારા જેવા ન્યાયી રાજાને ઘટિત નથી.

સંવરણ—(ચાલવા માંડે છે અને વસંતક ઉતાવળે દોડી આવે છે તેને જોઈને) આટલાં ફળ ઓછાં છે કે નકામો ખોટી કરે છે ?

વસંતક—તમારે શાં ફળ થોડાં હતાં. મહારાજ ! મસ્તાં સુધી ધરાવાય નહિ એ માનવધર્મ ખરો. માની ચૂપાચૂપ ચાલવું જોઈએ. (એમ વાતો કરતા બન્ને જણ ચાલ્યા જાય છે.) (ના)

(વસંતક અને સંવરણ પ્રવેશ કરી) (પા)

સંવરણ—વયસ્ય ! ગુરૂજીને ગયે ઘણી વાર થઈ.

વસંતક—"ઉતાવળે તે આંબા પાકતા હશે ?" "કરજ ને કન્યા તે કંઈ કરગરે મળે" ? ત્યાં તો અનેક પ્રકારના ભેદ કરવા પડશે, ત્યારે કામ થશે.

---

(ના) ભર્યું ભાણું—પુત્રવતી સુલોચનાને મૂકીને જશો ઇત્યાદિ વ્યંગ્ય છે.

(ના) શાં ફળ થોડાં હતાં—એ પણ તેવુંજ વ્યંગ્ય છે.

(પા) પ્ર. ૬ મો. સ્થળ બદલવા માટે જઈને બીજે પડદો પડ્યાં પછી તરત પ્રવેશ સૂચવ્યો છે. એમ ન હોત તો પાછળ નિર્ગમ સૂચવત નહીં.

સંવરણ—નારે ના; એમ હોય નહિ પ્રજાપતિ સરખા જેનાથી કંપે, તેની આજ્ઞાનું ઉલ્લંઘન સૂર્યના શા ભાર કે કરી શકે ? ( ફા )

વસંતક—ત્યારે તમેજ કોને કેમ વાર લાગી ? (એવે આકાશમાંથી તભાવિકા, તરલિકા, અને તપતી સહ વસિષ્ઠ ગુરૂ ઉતરી આવતા જણાય છે, તેમને જોઇ ) મિત્ર ! સૌ સાકરની જગાએ આ ફળ વેઞ્મ તુ આપ્યાર ને હુ સેનાર ( ઉંચે-બતાવી ) જો તારા મનોરથ સિદ્ધ થયા ! ( એવે વારે ઉતરી આવે છે અને રાજા અતિ હર્ષથી ગુરૂના ચરણમાં માથું મૂકી ઘણી વાર સુધી પ્રણામ કરી રહે છે, )

વસિષ્ઠ—વત્સ સંવરણ ! શ્રવણ કરય

શ્લોક

વીરઠેથી વસ્તુને, ઓળખી લે આ અનર્ધ્ય લક્ષ્ય થઈ,
વાસવ વૃષ્ટિ ન કરતો, તે તપ બળથી કરૂં હું પીડ ગઈ !

( એટલું કહી અંતર્ધાન થઈ જાય છે અને કયાં ગયા તે જોવા સર્વે આમ તેમ ફરે છે )

ચતુર્થાંક સમાપ્ત.

---

( ફા ) પ્રજાપતિ—બ્રહ્મા દેવ ૧૭ શ્લોક—ગાતિ વાસવ—ઇંદ્ર મુખ્ય કાર્યસિદ્ધિનું અહીં કથન કર્યું છે, માટે આદાન નામે નિર્વહણસંધિનું અંગ વર્ણવ્યું છે

## અંક ૫ મો.

( મહેન્દ્રના રમણીય પ્રદેશમાં આગળથી તપતી અને તરતજ પાછળથી સંવરણ પ્રવેશ કરે છે. )

**તપતી**—(પાછળ ન જોતાં તરલિકા આવે છે એમ સમજી ) સખી ! એ વાત તારે મારા આગળ કરવી નહિ. હલા ! પેલી મૃગલીઓ શું જોયા કરતી હશે ? ( એટલું બોલી ખભે હાથ મૂકે છે અને તરલિકાની જગાએ રાજા હોવાથી આ પ્રમાણે જવાબ દેછે. ) ( અ )

**સંવરણ**—પ્રિયા ? એ પોતાના પતિના મેળાપને જોયા કરે છે. ( એટલું બોલી તપતીએ ખભે મૂકેલો હાથ થોડોક ખેંચી પોતાની ગ્રીવામાં ભરાવે છે, અને બીજો હાથ તેના કટિ પ્રદેશ આગળ લઇ જઇ દઢાલિંગન કરે છે. તેથી અત્યંત ગભરાઇ જઇ તપતી આ પ્રમાણે બોલે છે. )

**તપતી**—મારી સખીઓ ને વસંતક આવશે માટે મને મૂકી દો.

**સંવરણ**—( બળાત્કારે ચુંબન કરી ) પ્રાણપ્રિયા ! એ ત્રણે જણ પાણી પીવા ગયાં છે. કદાપિ આવશે તો એ ક્યાં પરાયાં છે ?

**તપતી**—( સભય )મારી સખીઓ મને મૂકી પાણી તો શું પણ અમૃત મળતું હોય તો તેય પીવા જાય નહિ ( રાજા ફરી ચુંબન કરવા જાય છે તે ન કરવા દેતાં ) બાપું આમ શું કરોછો; જાવ જાવ આવા ક્યાંથી ? એક વાર મને તમાલિકાને મળી લેવા દો. (આ)

**સંવરણ**—પ્રિયતમા ! તમાલિકાને આજ સુધી મળી તોય તૃપ્ત ન થઇ કે ? આવે અવસરે મારા પેહેલાં તેને મળવાની ઇચ્છા કરે છે ?

**તપતી**—મને એક વારકી મૂકો પછી તમે કે'શો તેમ કરીશ.

**સંવરણ**—પ્રિયા ! આટલી બધી કંપે છે કેમ ? તારી ઇચ્છાનું ઉલ્લંઘન હું કદાપિ કરનાર નથી.

**તપતી**—( રાજાને કુણીના પ્રહાર કરી ) મને મૂકો તો ખરા આગ શું કરતા હશો તે ! મને મૂકો નહિ તો હું બુમો પાડીશ.

---

( અ ) હલા—સખી.

( આ ) અહીં અને હવે પછીનાં વચનોમાં તપતીનું મુગ્ધત્વ વર્ણ્યું છે.

સંવરણ—પ્રિયા ! આમ ગાંડાં શું કાઢે છે ? ( એટલું કહી રતનને સ્પર્શ કરવા જાય છે અને તપતી ઘણા જોરથી દાંત પીસી મહા મહા મેહેનતે રાજાના હાથમાંથી છૂટી થઈ નાશી જવા જાય છે અને રાજા તેને આંતરી ઉભો રેહે છે. )

તપતી—મને જવા દો, હું હમણાં પાછી આવું છું.

સંવરણ—આટલી બધી વાર ગઈ તોય સંતોષ ન વાળ્યો, કે મને એકલો મૂકી જવાની વાત કરે છે ?

તપતી—આહાહા ! પેલાં કમળ કેવાં સારાં છે ! ( ૬ )

સંવરણ—પ્રિયા !

શ્લોક.

અમળ કમળ એવાં, જોઈ જોઈ વિસાર્યો,
નયન અયન અબ્જે, આજ તો જીવ ઠાર્યો;
તરલ સરલ તીર્ણાં પદ્મ ત્યાગી અધુના,
અવર જવર આજે, હું ઠગાઈ કરું ના. ૧

તપતી—( નીચું જોઇ ) તમે ઠગાઇ નથી કરતા ત્યારે હું શું ઠગાઇ કરછું ? અરેરે ! મને એવી ગણી ! ( ૬ )

( ૬ ) રાજાની પાસેથી છૂટી જવાની યુક્તિ રચે છે. ૧ શ્લોક—માલિની અમળ નિર્મળ નયન ઇ૦—નેત્રના અયન ( માર્ગ—ફરવાનો પ્રદેશ ) રૂપી કમળ ઉપર અથવા મારા નેત્રનું અયન ( ગમનસ્થાન—અર્થાત્ જોવાનો વિષય જે તારૂં મુખરૂપી ) અબ્જ ( કમળ ) તે ઉપર આજ મારો જીવ ઠર્યો છે ! તરલ—ચંચળ. સરળ—સીધા—કપટ રૂપી વક્રતા વિનાના, અર્થાત્ ચંચળ છતા નિર્દોષ. તીર્ણાં—તીક્ષ્ણ—હૃદયભેદક. એવા ત્રણ ગુણવાળાં તારા નેત્રરૂપી કમળને ત્યાગીને અધુના ( હમણા ) હુ તારાથી ઠગાઇને ( કમળ લેઈ આવવાને બહાને તને છૂટી મૂકીને ) આજ અવર જવર—આવવા જવાનું કામ કરવાનો નથી તપતીએ સહસા કમળના વખાણ કર્યા તેથી રાજા તેનો આશય ચેતી ગયો છે એમ વર્ણવ્યુ છે

( ૬ ) રાજાનું છેલ્લું વાક્ય ' હુ ઠગાઇ કરૂં ના ' એનો ' હું ઠગાઇ કરતો નથી ' એવો અર્થ તપતી ગ્રહણ કરીને કહે છે. તમે ઇ૦.

સંવરણ—પ્રિયા ! એવો અર્થ કયાંથી ગ્રહણ કર્યો ?

તપતી—તમારા બોલવાથી

સંવરણ—મારૂં બોલવું તો આવા પ્રકારનું છે:

શ્લોક.

સુરસરાજિ રૂચિર સુલોચના,
ભ્રમર જોઇ તજે દુઃખ મોચના ?
રસ વનાં કમળો અતિ પેખિયાં,
રસ ભર્યાં તજું શે દગ દેખિયાં ? ૨

તપતી—( નીચું જોઇ સકોપ ) "હૈયે હોય તે હોઠે આવે". થવાનું તે થઇ ગયા પછી આ ભમરો સુલોચનાને શું કરવા તજે ? નજ તજે વારૂ ઠીક છે ઠીક, પણ તમે તો પટરાણીપદ આપવાની પ્રતિજ્ઞા કરી' તીને ? "ગરજ સરી એટલે વૈદ વેરી" હવે એ શેનું સાભરે ? (ઉ)

સંવરણ—પ્રિયા ! સવળાનું અવળું પાડવું એ ભૂષણથી નણે લોકની તરૂણીઓ ભૂષિત હોય છે એ આજ મારા જાણવામાં નવું આવ્યું ! તથાપિ પ્રિયતમા ! શ્રવણ કરવ શ્રવણ. (ઊ)

---

૨ શ્લોક—દ્રુતવિલંબિત સુરસ ઈ૦—હે દુઃખ મોચના ! ઉત્તમ રસની રાજિ (પંક્તિ) રૂપ તારા જેવી સુલોચનાને (સુંદર લોચનરૂપી કમળવાળીને) જોઇને ભ્રમર શું તજે ખરો કે ? અર્થાત્ નજ તજે ન તજવાનું કારણ કહે છે રસ વના ઈ૦—મેં નીરસ કમળ તો ઘણાં જોયાં છે, પણ આ રસના ભરેલા તારા દગ (નેત્ર) રૂપી કમળને મેં દીઠાં છે તે હું કેમ તજું ? અથવા મેં મારી નજરે આ રસભર્યાં કમળ (તારા નેત્ર રૂપી) દીઠાં છે તે કેમ તજું ? ઉપમાન કમળને ઉપમેય નેત્ર કરતાં હલકાં ગણ્યાં છે માટે પ્રતીપાલંકાર.

(ઉ) રાજાએ કહેલા શ્લોકના પહેલા ચરણનો 'રસની પંક્તિરૂપ સુંદર સુલોચના સ્ત્રી છે' એવો અર્થ કરીને તપતી કહે છે હૈયે ઈ૦

(ઊ) નવું આવ્યું—અર્થાત્ માનવી સ્ત્રીઓ તો એવી વાંકાબોલી હોય છે તે હું જાણું છું, પણ દેવકન્યાઓએ તેવી હશે તે મેં આજ જાણ્યું !

શ્લોક.

નવોઢા તું જેવી, કદિક પતિથી જો ડર તજે,
કદા પદ્મો પૂરાં, દિનકર લહીને નવ ભજે;
ભવિષ્યે એવું તો, શશિમુખિ બને દૃષ્ટિ નિરખે,
(પણ) પ્રિયા મિથ્યાભાષી, શશિકુળ વિષે કોણ પરખે ? ૩

**તપતી**—"હાથનું કંકણ જોવા હવે કયાં આરસો લેવો પડે એમ છે" !

**સંવરણ**—તે તો નજ લેવો પડવો જોઇએ, કિંતુ સ્વાતિસલિલ સંપૂર્ણપણે વર્ષ્યા સતાં ચાતકને મૃષા તૃષાતુર રાખનારને ડાહ્યાં કે'વાં જોઇએ કે ગાંડાં ? એ જો તારા જાણવામાં હોય અને તુ ન કે'તો તને મારા સમ. (એટલું કહી બળાત્કારથી કુચમર્દન કરે છે.) (ऋ)

**તપતી**—જો જો હું બૂમ પાડીશ હો ! મને પણે સુધી જઇ આવવા ઘો; પછે હું આવું છુ.

**સંવરણ**— પ્રિયા તુ મારા સમને પણ નથીજ ગણગારતી કે ?

**તપતી**—" સમ ખાય તે તો સદાય જૂઠું. " તમે મારૂં કહેવું તો રજેય કરતા નથી; કહીએ છીએ કે મને પણે સુધી જઇ આવવા ઘો.

**સંવરણ**—પ્રિયતમા ! જો શ્રવણ કરયઃ

---

૩ શ્લોક—શિખરિણી. નવોઢા ઈ૦—તારા જેવી નવોઢા સ્ત્રી પ્રથમ સમાગમમાં સજ્જાને લીધે ભય પામે એ સ્વાભાવિક છે, એમ છતા તે ભય ન પામે એમ પણ કદીક બને, વળી પૂરેપૂરા (નાના અને કળીરૂપ નહીં) કમળ દિનકર (સૂર્યને) લહીને (જોઇને) તેને કયારે નથી ભજતા—અર્થાત્ કયારે નથી ખીલતા ? ખીલે છે પરંતુ એ પણ કદાચ ન ખીલે, હે શશિમુખિ ! એવુ તો (ઉપર કહ્યુ તેવુ તો) ભવિષ્યે બને અથવા એવો બનાવ આપણી નજર ભવિષ્યે જુએ, મતલબ કે અસભવનો કદાચ સભવ થાય, તથાપિ હે પ્રિયા ! આ શશિકુળમાં કોઈ મિથ્યાભાષી થયો છે, એવુ કોણ પરખી શકે એમ છે ? અર્થાત્ મેં તને પટરાણી પદ આપવાનુ વચન આપ્યું છે, તેમા તારે શંકા કરવાનીજ નથી !

(ऋ) સલિલ—પાણી. મૃષા—મિથ્યા. તપતીને બદલે સ્વાતિસલિલ અને ચાતકને બદલે સંવરણ હોવાથી બિંબપ્રતિબિંબભાવ વર્ણ્યો છે માટે **દષ્ટાંતાલંકાર.**

શ્લોક.

ઇચ્છિત અલબેલી જે, મુગ્ધા ગણી ગઇ તદા ન તજવી તે;
વાત્સાયન આગમથી, વિરૂદ્ધ વરતી વસું કથી રીતે? ૪

તપતી—(કંઇ પણ બોલ્યા ચાલ્યા વગર કોપના અભિનય સહ નીચું જોઈ પગના અંગુઠાથી પૃથ્વી ખણે છે, તેની તેવી સ્થિતિ જોઇ)

સંવરણ—હૃદયંગતા ! તારે આમ કરવું ઉચિત નથી.જે શ્રવણ કરય

શ્લોક.

મુને પૃથ્વીપતિ સૌ સુરનર સુરિ કે', ભામિની ભૂમિ ત્યાગું,
હે રંભોરૂ હવ તો રીસમિષ તજી દે, અર્પું જે સુખ માગુ;
લે વીખેરાયલી આ અલકલટ સહુ, વા પ્રિયા હું સમારૂં,
આ તારી કચુકીની કસ કસકસો છે, પીડ જે હુ નિવારૂં.

અપિચ—

( એટલું કહી નીચા મુખને ઉંચું કરે છે. )

**તપતી**—( ઉંચું જોઇ ) આમ શું કરો છો ?

**સંવરણ**—પ્રિયા ! નીચું જોવાથી નિવૃત્ત કરી ત્યારે ઉંચું જોઇ રહી ! પાદરા ! શું મિષોન્મિષ વિના જોઇ રહીછું તે કે' તો ખરી? જો ન કે' તો તને મારા સમ. ( ऋ )

**તપતી**—એમાં વળી સમ શા તે ? એ તો હું આ ધીરજવાળા પૂર્ણિમાના ચંદ્રને જોતી હતી ! ( ऌ )

**સંવરણ**—( ચુંબન કરી ) વારૂં આ તારો હૃદયચંદ્ર પણ એવોજ ધૈર્યવાન થાય તો કેમ ?

**તપતી**—( સસ્મિત ) અરે કયારેનાંય કહીએ છીએ પણ આટલું કમળે આણી આપતા નથી, તે શી રીતે ધીરજવાળા થવાના છે ? શું અમે નાશી તો નહિ જઇએ ? અમારો એટલોય વિશ્વાસ નથી ?

**સંવરણ**—લે કમળ આણી આપું; આવ્ય તું ત્યાં આવે છે ને ?

**તપતી**—ના હું તો મારે અહીં ઉભી રહીશ. તમારે આણી આપવું હોય તો આણી આપો.

**સંવરણ**—લે ઉભી રે' ત્યારે હું લઇ આવું, જો જે પછે કંઇ બીજું બાનું કાઢતી !

**તપતી**—બાનાં કાઢવાનેજ દેવકન્યાપણું ત્યાગ્યું હશે નહિ વારૂં ? શું બોલતા હશે તે !

**સંવરણ**—( દૃઢાલિંગન સહ ચુંબન કરી છૂટો પડી ) પેલું સહુ સરોજથી ઉંચું દેખાય છે તેજ તારે જોઇએ છીએ ને ?

**તપતી**—હા હા, એજ જોઇએ છીએ.

**સંવરણ**—( અધીરપણે ) ઉભી રે'જે ત્યારે હું લઇ આવું છું. ( એમ કહી સરોવર ભણી કમળ લેવા જાય છે. )

---

( ऋ ) મિષોન્મિષવિના—( આ શબ્દથી તપતીનું દેવ કન્યાપણું સૂચવ્યું છે. )

( ऌ ) ધીરજવાળા—( આ શબ્દથી રાજાને ધીરજવાળો થવાની સૂચના કરી છે. )

**તપતી**—ત્યારે નાશી તો નહિ જઇએ ? ( એમ કહી આમ તેમ જોતી અને રાજાને કમળ તોડવાના લક્ષ્યવાળો નિહાળી ) કોણ તમાલિકા કે ? એ આવું છું ( એટલું બોલી ઉતાવળે દોડી જાય છે ).

**સંવરણ**—વાહરે વાહ ! આમજ કર્યું કે ?

શ્લોક.

ઉભી રે' ઉભી રે', અલબેલી કંઇ પડીશ ભૂલી તું;
અવળે પથ અફળાશે, દુખી બહુ થાશે અસત્ય બોલી તું. ૭

( એમ બોલતો રાજા ઉતાવળે તેની પાછળ જાય છે. )
( તમાલિકા તથા તરલિકા દોડતી દોડતી પ્રવેશ કરેછે. )

**તમાલિકા**—અરી વે'લી વે'લી આમ આવી જા, નીકર એ જોઇ જશે. (૮)

**તરલિકા**—હવે શું એનું કરેમ દેખવાનો છે ? મુઓ ક્યારનોય કાયર કરતો'તો; તેં ઠીક એને અવળે માર્ગે ચઢાવી દીધો !

**તમાલિકા**—વિચક્ષણ છે એટલે ભૂલો પડશે નહિ તો, જો જોગ જોગે એમ થયું તો પછે આપણું નામજ દેવાતું ભૂલી જશે !

**તરલિકા**—એનું તો જે થવાનુ હશે તે થશે પણ તેં ભડકી રહેલી મૃગલીને ઠીક પાશમાં પકડાવી દીધી ! (૯)

**તમાલિકા**—સારે આપણે તે એ માયાકુટ ક્યા સુધી કરીએ ? અલી જો તો અરી " હૈયામાં હા અને મોઢે ના ", એ તે રડયું કયમ ખમાય ?

**તરલિકા**—ના ના, એ તો તેં ઠીક કર્યું કે " લોઢું ને લવાર " મેળવી દીધાં. ( એવે ખરખડાટ કરતો વસંતક પ્રવેશ કરે છે. )

**વસંતક**—મને અવળે માર્ગે ચઢાવી અહીં ભરાઇ બેઠીઓ છો કે ? કે'વતમાં કહ્યું છે કે " બે ખાઇડીઓનો સંગી તે ઢીકા પાટુ ખાય વા'લા. " મારે કરમે તે તમે ક્યાં લખાયો !

---

૭ શ્લોક—ગીતિ. પથ—માર્ગ

( ૮ ) પ્ર. ૨ જો. એ—વસંતક.

( ૯ ) મૃગલી—તપતી. પાશમા પકડાવી દીધી—રાજાને મેળવી આપવી

તમાલિકા—બ્રહ્મબંધુ ! " આવડે એટલું બોલીએ નહિ અને ભાવે તેટલું ખાઈએ નહિ. " કોણે તમને કહ્યું'તું કે એણી પા જજો ? ( ઐ )

તરલિકા—અમે તો હજી કુમારિકાઓ છીએ, માટે જો બે'કયું બે'કયું બોલીશ તો અમારી સખીને કહી દઈશું. એ શું તે જ્યારે ત્યારે અવળુ સવળું બૈડયાજ કરવુ ?

. વસંતક—ભૂલ્યા ગઇ ભૂલ્યા ! પંખાળીને તે પૂરા પડાય ? વધારે બોલીએ તો ઉડી જઈ આપદામા નાખે. તમાલિકા ! તમેય કન્યા હશો ખરૂં કની ! ( ઓ )

તમાલિકા—હા કન્યા છીએ તેનુ તારે કેમ છે તે ?

વસંતક—ના ના, મારે તો શું હોય ? આ તો હું વિચાર કરૂં છુ કે તારા જેવડીને તે કન્યા કે કન્યોઆનવો ? મારાથી બેયેક મુઠ ઉંચા હશો નહિ વારૂ ? હોય, ઉડતી કન્યાઓ તે કંઇ જેવી તેવી હોય કે ?

તરલિકા—અલિ જવા દેને એનુ નામ; ચાલ્ય સખી કને જઈએ, નીકર એના મનને ઓછુ આવશે.

વસંતક—તમારા કે'વાની આપણુને દખ કે દૂભણુ નથી; શુ કરીએ ! " સામાહરા જડયા " ! " આ તે કંઇ કુંભારના ઘરનુ હાંલ્લુ છે કે બદલી લવાય ? " તમે સખી કને જશો તો અમે સખા કને કેમ નહિ જઇએ ? કાયા ને છાયા તે કંઈ જૂદી પડવાની છે ? " ( એવે આમ તેમ જોતો અને તમાલિકાદિને જોઇ ગભરાટથી પૂછતો રાજા પ્રવેશ કરે છે. )

સંવરણ—તમારી સખી કયાં છે ?

વસંતક—કોણ દેવી ?

---

( ઐ ) વસંતકે " બે બાયડીઓનો ઇ૦ " કહેવત તરલિકા તમાલિકાને લાગુ પાડી, તેથી તે બને જણીઓ જાણે વસંતકનીજ સ્ત્રીઓ હોય એવો અર્થ નીકળે છે અને તે અર્થ સમજી પોતાને અપમાન આપેલું માની તમાલિકા કહે છે કેઃ—" આવડે એટલું ઇ૦."

( ઓ ) પંખાળી—પાંખોવાળી ( તપતીની સખીઓ હોવાથી )

**સંવરણ**—હા હા, તમાલિકા જે હોય તે મને સત્વર જણાવી દે; રાજાજ્ઞા તો જાણવામાં હોવી જોઇએ કે નરેન્દ્ર આગળ અસત્ય બોલવું નહિ ! (ઔ)

**વસંતક**—અરે એમના જાણવામાં તો ધૂળે નથી ! હાં હા મને ભૂતો પાડવાનું કારણ હવે હું સમજ્યો. વયસ્ય તમે અગે જૂદાં પડ્યાં ત્યાર પછેનું એમનું મોં તો મેં હમણાંજ દીઠું છે !

**સંવરણ**—તને કોણ પૂછે છે ? તરલિકા કેમ કોઈ જવાબ દેતા નથી ?

**તમાલિકા**—દેવશ્રી ! અમારા જાણવામાં કંઇ પણ નથી; આપની પાસેથી એ કેમ કરી જઇ શકે ?

**વસંતક**—શિકારીના પાશમાંથી હરણી જાય તેમ !

**સંવરણ**—(સકોપ) વસંતક ! તમાલિકા, તમારા જાણવામાં નથી ? (क)

**તરલિકા**—(સકંપ નમન કરી ) ના મહારાજ ! અમે કંઇ પણ નથી જાણતાં.

**સંવરણ**—ત્યારે એ મારી પાસેથી જાય ક્યાં ? હું આમ તેમ બધે જોઇ વળ્યો પણ કંઇ શોધ લાગતો નથી.

**વસંતક**—આપણને પૂછે છે કોણ ? પણ ઉડી ગયા હોય તો !

**તમાલિકા**—બાપ વસંતક ! નરેન્દ્રવધૂ થતાંજ તેવી ઉર્ધ્વગતિનો અવરોધ થયેલો એટલે એ કલ્પના નિષ્ફળ છે ( ख )

**સંવરણ**—ત્યારે તેનો ઉતાવળે શોધ કરવો જોઇએ

**વસંતક**—હા હા, તેમ સત્વર કરવું જોઇએ. આ વન ગોઝારું તો નથી ? અરે એમ હશે તોય એના તે શા ભાર છે કે સુરસુતા અને નૂતન દેવીને તે સંતાડી શકે ! વયસ્ય ચાલો શોધ કરીએ અને જો કંઇ જણાય નહિ તો શરસંધાણ કરી આખા વનની વેતરણ કરી નાખીએ ! ( ग )

---

( ઔ ) સખીઓએ તપતીને સંતાડી હશે એમ ધારી રાજા આવો પ્રશ્ન કરે છે.

( क ) વસંતક !—આ શબ્દ બોલીને તેને બોલતો બંધ કરવાની સૂચના કરી છે.

( ख ) નરેંદ્રવધૂ—રાજપત્ની. ઉર્ધ્વગતિ—ઊંચે જવાની શક્તિ. અવરોધ—અટકાવ.

( ग ) સુરસુતા—દેવકન્યા.

સંવરણ—વાચાળપણું ઓછું કરજે, નીકર કંઇ વધારે ઓછુ કહી જવાશે.

તમાલિકા—( નમન કરી ) એ આ દિશામાંજ ગઇ છે ને ?

સંવરણ—પણ એમ તો હું બધે જોઇ આવ્યો.

તરલિકા—દેવથી તમે અમારી પાછળ ધીમે ધીમે આવો અમે આગળ જઇ જોઇએ છીએ

વસંતક—વયસ્ય ! આ અવસર ગમે ત્યાં બેશી ગોળ ખઇ લીધા જેવો છે ! તમાલિકા તમે તેમ કરો અમે એમ કરીશું. ( તમાલિકા ને તરલિકા ઉતાવળે જાય છે અને પછી વસતક તથા રાજા ધીમે ધીમે જાય છે) •

( તપોવનમાં આશ્રમ નિકટ રમતો બાળક અને તપતી પ્રવેશ કરે છે) (૫)

તપતી—( ગભરાયલે વેષે ) હાય હાય ! મે અકરમણે આ શુ કર્યું ? નથી મળતા તમાલિકા, તરલિકા કે વસતક ! બૂમો પાડી પાડીને ગારો તો ધરાય બેશી ગયો ! હાય હાય ! હવે મારી શી વલે થશે અને હું કયા જઇશ ? પ્રિયતમ હું ભૂલી, હવે એમ કોઇ દહાડો નારી નહિ જાઉં ! હાય હાય ! તમારા વગર મારી એક પળ પણ કેમ જશે ? હવે હુ મારી સખીઓનેય નહિ સભારું, માટે મને જ્યા હો ત્યાથી આવી મળો, આવી મળો ! ( આગ્નુ કહ્યા સતાં કોઈ પણ જવાબ દેતુ નથી તેથી ગભરાયના જેવી આમ તેમ પરિક્રમણ કરી ) અરે આ કોઈ મુનિનો આશ્રમ છ, ચાલ્ય ત્યા જઇ તજવીજ કરૂ. હાય હાય ! મારા કરમનાય ભોગરતો હુ કયા, આ તપોવન ક્યાં ! ( એવે રમતા બાળકને જોઈ ) આ કુમાર કોનો હશે ? કેવો રૂપાળો છે ! જાણે થોડી થોડી કણુકે ન ઘડયો હોય ! ( બાળકની કને જઇ ) ભાઈ ! ભાઇ ! તું કોનો કુમાર છુ ? તારું નામ શુ ? ( બાળક શરવાને જ્યા જેવી રેતી બાધવામા નિમગ્ન હોવાથી બોલતો નથી તેથી ) ભાઇ બોલીશે નહિ કે ? અલ્યા બોલ્ય તો ખરો ! ( બાળક સામુ પણ જોતો નથી ) બોગડો છે કે શી બલા ! (૬)

(૫) પ્ર. ૩ જો

(૬) જ્યા—ધનુષ્યની પણછ. નિમગ્ન—ડૂબેલો–એકાગ્ર.

**કુમાર**—( સકોપ ) તારો બાપ બોબડો, બોબડો બોબડો કરતી નાઃ દીઠી હોય તો ! જા નથી બોલતા.

**તપતી**—લે ભાઇ રે'વા દે, ના બોલીશ ! વારુ અહીં કોણ રે'છે એટલું તો કહીશ ની ?

**કુમાર**—અમારા દાદા ( એટલુ કે'તા શરવે જે દોરી બાંધતો હતો તે ન બધાતાં પડી જાય છે તેથી ખીજવાઇને ) અમારું ના બધાયું તે; એં એં એં જો મોટી ના જોઇ હોય તો; હું તો-કઉં છું રે—

**તપતી**—( સસ્મિત ) અલ્યા છોકરા ! તુ તો ગળે પડુ દેખાય છે, લાવ બાંધી આપું.

**કુમાર**—( ખભા ચઢાવી ) તે પરાવી નાખ્યું ,તે તું લે; હું સેનો લાવી આપું તે ! એવે લાની આપશે બચ્ચાલાલ ! બાધી આપો.

**તપતી**—લે ભાઇ ! હું લઇને બાંધી આપું છું પણ પછે તારા દાદાનું નામ કે'વું પડશે હો !

**કુમાર**—અમારે કે'વું હશે તો કહીશું, નહિ તો નહિ કહઇએ.

**તપતી**—બા, મારો ભાઈ નહિ ! એટલું તો કે'જે કે'જે ! ( એમ વાતો કરતા શરવો લઇ દોરી બાધે છે અને પઝેથી તેને શોધતાં પે'લાં તમાલિકા તથા તરલિકા અને થોડી વાર પછે વસંતક તથા રાજા પ્રવેશ કરેછે ).

**તમાલિકા**—( ધીમેથી ) દેવશ્રી જરા ધીમે ધીમે આવો; જુઓ પેલી ઊભી રહી ! એના પર કોપ કરશો નહિ, એટલી મારી વિનતિ છે !

**વસંતક**—કેવી ગાંડી ગાંડી વાતો કરે છે ! એમને જોઈ મારા વયસ્યના અંતરમા આનંદજ સમાઇ શકતો નથી કે તેને ઉભરાઇ જતો જોઇએ છીએ, તો બિચારા કોપને રે'વાની કયાં જગા મળવાની છે !

**સંવરણ**—( સસ્મિત ) વયસ્ય ! તારું કે'વું સત્ય છે. તમાલિકા ! એ શુ કરે છે ! અહોહો ! કયાં સુધી આવી પો'ચી છે ! ( સહાસ ) મુગ્ધતા ! મુગ્ધતા ! ઠીક છે ઠીક છે ! ( च )

**તરલિકા**—દેવશ્રી ! પેલા કુમારને કઇંક બાંધી આપે છે.

**સંવરણ**—( બાળક ભણી જોઇ ) અરે એ કુમાર કોનો છે !

---

( च ) સહાસ—હાસ્ય સાથે. મુગ્ધતા—મુગ્ધાપણું. ઠીક છે ઠીક છે !—અર્થાત્ મુગ્ધાવસ્થા એવીજ છે—એ અવસ્થામાં એમજ કરાય.

( નેત્રપલ્લવી કરી ) તમાલિકા ! તમે જે પેલેથી જાવ. અમે પછે આવીએ છીએ. ( બંને જણી તેમ કરે છે અને બીજી બાજુથી રાજા પણ તેની પાસે જાય છે. )

તમાલિકા—( સહાસ ) સખી આ શું કરવા ગાડયું છે !

તપતી—( ચમકીને ) કોણ ? અલી તમાલિકા ! ( ગરવો નાખી દેઇ તેને ભાગી પડે છે અને તેથી કુમાર ખીજવાઇ આ પ્રમાણે બોલે છે. )

કુમાર—ખોલાકે મારા દાદાને ? કયમ નાખી દીધું તે ? તારા બાપની મતા હશે ! હું–તો–કઉ છું રે—

તરલિકા—અલ્યા છોકરા ! શું છે ! આ ઉભા છે તે જોયા ? મારશે !

તપતી—( રાજાને જોઇ ) ક્ષમા કરશો, હું બહુ અથડાઇ ગોઇ !

વસંતક—" હાથનાં કર્યાં. હૈયે વાગ્યાં " ! ભોગ તો અમારા છે.

કુમાર—અલી ઓ ! બાંધી આપે છે કે નહિ ? આવ્ય મારી મા કને ! બોલાવું મારી માને ? ઓ–મા–રે ( એટલું બોલી દોડી જઇ તપતીનું લૂગડું ઝાલી ખેચે છે. )

તમાલિકા—આઘો રે' અહીંથી ! એમ કેમ કરે છે તે ? અલ્યા વસંતક એના " બે કાન વચ્ચે માથુ " કરય. જા એને પકડી પેલા " મંકોડાની કોડીમાં " નાખી આવ્ય !

કુમાર—અરી જા જા, તારી ગોઢી ના દીધી હોય તો ! એક બચકું ભરીસ કની તો રસ્તાજ કરીશ !

સંવરણ—વયસ્ય ! આ કુમાર કેટલો નીડર છે આટલાં બધાં અપરિચિત માણસોથી કિંચિત પણ ગભરાતો નથી. પ્રિયા એ શું કરવાનું કે'છે ?

તપતી—એતો બડો ગળેપડુ છે. કે' છે કે આ ગરવાએ દોરી બાધી આપ્ય. પોતાથી બંધાતી નથી ને જોરજુલમે બંધાવી લેવી છે. જુઓને હવે રડયા " બધેય બળિયાના બે ભાગ દેખું. "

વસંતક—માત્ર તમારા પ્રત્યે મારા વયસ્યના નહિ !

સંવરણ—અલ્યા કુમાર ! લાવ્ય હું બાંધી આપું.

કુમાર—ના એજ બાધી આપે; તને અમે શું કરવા કહીએ તે ! અમારી તો બલાત્કાર બીજાને કે'છે ?

વસંતક—અરે જા જા નથી બાંધી આપતા. આઘો ખસે છે કે નહિ ?

( એટલું કહી તેના સામું જોઇ આંખ્યો કાઢે છે, તેથી કુમાર રોષમાં આવી જઇ પડેલો શરવો લઇ વસંતકને મારતો જાય છે, ને મોટેથી રડે છે અને આ પ્રમાણે બોલે છે. )

**કુમાર**—ઓ દાદા, ઓ મા; જોને આ મને મારે છે. જોજે હો હું એને મારી નાખીશ. તારાં બાપનું ખઇએ છીએ, તું કેમ અમારે અહીં આવ્યો છે ! ( બધાં માંહો માંહ તાળી લઇ હસે છે અને વસંતકને આ પ્રમાણે કહે છે )

**તપતી**—જોર તો આટલુંજ છે કે ? હાય હાય ! છોકરાના હાથનો માર ખાધો ! વરહાં છૂટી પડયાં !

**વસંતક**—( બાળક પર કોપના આવેશથી દોડી ) જઇ ઉભો રે' તારી વેતરણજ કરી નાખું છું !

**કુમાર**—( જરા પણ આઘો ન ખસતાં ) હવે કર્યું કર્યું ! તારા જેવી છોકરીઓ તો બહુએ જોઇઓ છે !

**સંવરણ**—કેમ અલ્યા છોકરા ! તોફાન કરેછે કે ? ઉભો રે'.

**કુમાર**—ઉભાજ રહ્યા છીએ તો ! જા જા તારાથી શું થવાતું છે ? ઓ મા ! જોને આ બધા મને મારે છે. હું તો–રે–કહું છું–રે–એની–રે ( એટલું બોલે છે એવામાં તેનો રૂદન શબ્દ સાંભળી જોગણ વેશવાળી સુલોચના, સુકેશી, માલતી, માધવી અને ગોગીના વેષવાળા શસ્ત્રાસ્ત્ર સજેલા રામસિંહ તથા રણજિતસિંહ આમ બોલતા પ્રવેશ કરે છે. )

**રામસિંહ**—કોણ છે એ કોણ કુમારને રડાવનાર ? શું તે બે માથાં ધરાવે છે ? ( એટલું બોલી જુએ છે તો મહારાજા સંવરણ આદિકને જોઇ ગભરાય છે. )

**સુલોચના**—કુમારને રડાવનાર કોણ છે તે ! ( તેને બોલતી અટકાવી ધીમેથી )

**સુકેશી**—સખી ! આર્યપુત્ર આર્યપુત્ર ! ( એ શબ્દ સાંભળી સામું જુએ છે અને રાજાને ઓળખે છે ? એટલે ઉતાવળે દોડી જઈ કુમારને તેડી લઇ ચાલવા માંડે છે; તેની કને ન રે'તા કુમાર આ પ્રમાણે બોલે છે. )

**કુમાર**—જા નથી આવતા ! એ અમને મારનારો કોણ તે ? ( એમ બાળકના બડબડયા છતાં તેને બળાત્કારે લઇ સુલોચના આશ્રમમાં જતી રે'છે તે જોઇને )

**સંવરણ**—અરે ! એને એમ શું કરવા કરો છો ? હોય, એ તો બાળ રાજા છે ! અમે તે એને મારીએ એમ તે કંઇ થાય ? કિન્તુ કુમાર મહાધૂર્ત છે. મહાત્મા ! શું એ મુનિ કુમાર છે ?

**તપતી**—આર્યપુત્ર ! એને રડાવીને યોગિણી લઇ ગયા તેથી મારો જીવ તો કપાઈ જાય છે આપણાથી કેમ કંઇએ કે'વાય ? ( છ )

**તમાલિકા**—અરે મને તો એમ થયું કે જાણે એમને ( લઇ જવા દઇએ, પણ આપણને તો એણે ગાંડાંજ કરી નાખ્યાને !

**વસંતક**—મને તો કોઇ હિમાયતીનો છોકરો હોય એમ લાગે છે !, નીકર એટલું છોકરું તે મને મારી જાય ! અરે બાળક ! તે તો આ પરિયાંમા ધૂળ નાખી અને મને રમકડા જેવો બનાવી દીવો ! ( જ )

**સંવરણ**—( સસ્મિત ) હા એ તો ખરૂં ! મહાત્માઓ ! એ કોનો કુમાર છે ? અમને તો એણે એવા ચોભીલા કરી નાખ્યા કે આપને પ્રણામ પણ કરી શક્યા નહિ ( તેને આગળ મોનતો અટકાવી )

**રણજિતસિંહ**—મહારાજ ! આશ્રમમા પધારી આપ અમારા ગુરૂજીને મળો એટલે તે સર્વ વાત ની સમજણ પાડશે ( એટનુ બોલે છે એટલામા તપથી કૃશ થઇ ગયેલા વસિષ્ઠશિષ્ય શાન્તિદેવ આશ્રમમાથી બાહેર આવે છે તેમને જોઈ સંવરણાદિ સર્વ પ્રણામ કરે છે )

**શાંતિદેવ**—ભદ્ર ભવતુ અરે કોણ છે ? જાવ જઈ આસન લાવો, અને અર્ઘ પાદ્ય વડે રાજઋષિનું આતિથ્ય કરો વત્સ ! સુખી તો છો ને ? ( ઝ )

**સંવરણ**—( નમન કરી ) મહાત્મા જનોની કૃપાથી શુ ન હોય ? ( એવે જોગણના વેષવાળી માધવી આસનાદિ અર્પણ કરી સર્વને સન્માનપૂર્વક બેસાડે છે, ત્યાર પછે )—

**શાંતિદેવ**—તમે ઉતાવળે નગરમા જઇ રાજઋષિને યોગ્ય એવા ભોજનાદિ લઇ આવો, જાવ ઉતાવળે જઇ આવો, જાણે ગયા નથી કે ? ( ગમનમિષ જાય છે )

---

( છ ) યોગિણી—સુલોચના

( જ ) પરિયામા—પળિયામા. પૂર્વજ વાચક 'પરિયા' શબ્દનો પ્રયોગ અહીં હાસ્યાર્થે કર્યો છે

( ) ...

**સંવરણ**—મહાત્મા! એટલો બધો શ્રમ અમારે નિમિત્ત ન કરવો જોઇએ.

**શાંતિદેવ**—રાજન્! તમારે માટે જે કરીએ તે ઓછું છે.

**સંવરણ**—મહાત્મા! અમે તો સેની ઉપાધિરૂપ થઇ પડ્યા.

**વસંતક**—વયસ્ય! શાસ્ત્ર જાણનાર તો મધુંય સમજે, અભાગ જેવા ન સમજે તેની વાત ન્યારી છે! (ય)

**શાંતિદેવ**—ભૂદેવ! તમારૂં કહેવું સત્ય છે.

**સંવરણ**—મહર્ષિ! હવે કંઇ બોલવા જેવું નથી. કિન્તુ જો બાધ ન હોય તો પેલા કુમારને અહીં બોલાવશો અને આ યોગી વેશે શસ્ત્ર ધરનાર કોણ છે તે કહેશો.

**શાંતિદેવ**—રાજઋષિ! એ કુમાર અધુના અહીં નહિ આવી શકે. વત્સ! શશિકુળની શી પ્રશંસા કરીએ?

### શ્લોક.

દ્વિજવર વન પૂરે, પૂર્ણ સંતોષ પામે,
અરિગણ તૃણ તુંડે, લેઇને શીર્ષ નામે;
પ્રથમ લગન વાળી, મુખ્ય નારી સ્થપાએ;
અનૃત કુળ અખિલે, જીભથી ના જપાએ ૮

**સંવરણ**—(વિચારમાં પડી ગયા જેવે વેષે) ઋષીશ્વર! આપના જેવા મહાત્માઓની કૃપા એજ એ કુળની પ્રશંસાનું કારણ હોવું જોઇએ (વ

(ય) બધુંય—આતિથ્ય કરવું જોઇએ તે. વસંતકની સભોજનપ્રિયતા વર્ણવી વિદૂષકપદ વ્યંજિત કર્યું છે.

૮ શ્લોક—માનિની સુલોચનાનું પટરાણીપદ કાયમ રખાવવાની તાલમેલ આ શ્લોકમાં કરી છે. વન પુરે—વનમાં અને નગરમાં. અરિગણુ ઇ૦—શત્રુઓના સમૂહ તુંડે (મુખમાં) તૃણ (ઘાસ) લેઇને શીર્ષ (માથું) નામે છે. પ્રથમ ઇ૦—જેનું પ્રથમ લગ્ન થયું હોય તેજ આ ચંદ્રકુળમાં મુખ્ય નારી સ્થપાય છે—પરાપૂર્વથી એમ થતું આવ્યું છે માટે રખે તમે પણ તેમજ કરોછો. અનૃત ઇ૦—અને અખિલ કુળમાં કોઇથી જીભે અનૃત (અસત્ય) જપાતું (બોલાતું) નથી માટે, કે અગ્નિને સાક્ષી રાખીને તમે સુલોચનાને જે પટરાણીપદ આપ્યું છે તે ફેરવી શકશો નહીં.

સતકને ધીમેથી ) વયસ્ય ! આ કઇ જોનાગા આવ્યા હોય એમ લાગે છે, કેમ વારૂ ખરૂ કી ? અન્ય વર્ગ પણ પરિચિત હોય એમ લાગે છે. ( ટ )

**વસંતક**—( ધીમેથી ) કોઇ વાર મોદક મારવા ત્યા આની ચઢયા હશે, તેથી એમ જણાય છે

**શાંતિદેવ**—ગજનસખિ ! અમે એ કુળની પ્રશસા આવા પ્રકાર ની પણ શ્રવણ કરી છે:

શ્લોક.

અબલા રક્ષણ આદર, સાદર સમયે સદૈવ પૂરાયે,
શશિકુલ વર્ણન શેષે, સર્વેશે પણ કદાપિ નહિ થાયે ૯,

**વસતક**—( નમન કરી ) મહાત્મા ! એવા પ્રશસનીય ધારા ખડિત થઇ ગયા હોય તો ? ( ઠ )

**શાતિદેવ**—ભાઇ ! તમે કોણ છો કે ચંદ્રકુળ વિશે આવા મિથ્યા તર્ક કરો છો ? જુઓ શ્રવણ કરો

શ્લોક

સદા સુયમાં તાપ સતાપકારી,
કદા ચદ્રની ચદ્રિકા એવી ધારી ?
સ્વની શ્રેષ્ઠતા સૂર્ય દેવે વિસારી,
સુતા અર્પી આ સત્યવક્તા વિચારી ૧૦

---

( ટ ) વિચારમા ઈ૦—( મુનીશ્વરના કહેવાનો મર્મ સમજ્યાથી )

૯ શ્લોક-ગીતિ અબળા ઇ૦—ચદ્રકુળમા અબળાનુ રક્ષણ કરવાના આદરરૂપી સાગર સમયે સમયે સદૈવ પૂરાયા કરે છે એવા શિશકુળનુ વર્ણન શેષ નાગથી નહીં થાય એટલુ જ નહીં, પણ સર્વેશ ( બ્રહ્મદેવ )થી પણ થાય નહીં

( ઠ ) પ્રશસનીય—વખાણવા યોગ્ય

૧૦ શ્લોક—ભુજગ પ્રયાત ચદ્રિકા—ચાદરણુ—ચદ્રપ્રકાશ મતલબ કે સૂર્ય પરિતાપ ઉપજાવે છે અને ચદ્ર શીતળતા ઉપજાવે છે. પરિતાપ ઉપજાવનારા સૂર્યવંશીઓ કરતા શીતળતા ઉપજાવનારા ચદ્રવંશીઓ શ્રેષ્ઠ છે એમ ધારીને સૂર્યે સ્વની ( પોતાની ) શ્રેષ્ઠતાને ભૂલીને તથા આ સવરણ રાજાને સત્યવક્તા વિચારીને પોતાની આ સુતા ( તપતી ) અર્પી છે' સત્યવક્તા છે માટે સુતાયનાનુ પરિપાલન કાયમ રાખશે, એ ધ્વનિ છે

**સવરણ**—મહાત્મા! એટલો બધો શ્રમ અમારે નિમિત્ત ન કરવો જોઇએ.

**શાંતિદેવ**—રાજન્! તમારે માટે જે કરીએ તે ઓછુ છે

**સવરણ**—મહાત્મા! અમે તો મોટી ઉપાધિરૂપ થઇ પડયા

**વસતક**—વયસ્ય! શાસ્ત્ર જાણનાર તો બધુ ય સમજે, અગાઉ જેવા ન સમજે તેની વાત ન્યારી છે! ( ચ )

**શાંતિદેવ**—ભૂદેવ! તમારૂ કેવુ સત્ય છે

**સવરણ**—મહર્ષિ! હવે કઇ બોલવા જેવુ નથી કિન્તુ જો બાધ ન હોય તો પેલા કુમારને અહીં બોલાવશો અને આ યોગી વેશે શસ્ત્ર ધરનાર કોણ છે તે કહેશો

**શાંતિદેવ**—રાજઋષિ! એ કુમાર અધુના અહીં નહિ આવી શકે. વત્સ! શશિકુળની શી પ્રશસા કરીએ ?

### શ્લોક.

દ્વિજવર વન પૂરે, પૂર્ણ સતોષ પામે,
અરિગણ તૃણ ગ્રહે, લેઇને શીર્ષ નામે,
પ્રથમ લગન વાળી, મુખ્ય નારી સ્થપાએ,
અનૃત કુળ અખિલે, જીભથી ના જપાએ ૮

**સવરણ**—( વિચારમા પડી ગયા જેવે વદે ) તપીશ્વર! આપના જેવા મહાત્માઓની કૃપા એજ એ કુળની પ્રશસાનુ કારણ હોવુ જોઇએ ( વ.

---

( ચ ) બધુ ય—આતિથ્ય કરવુ જોઇએ તે  વસતકની સભોજનપ્રિયતા વર્ણને વિદૂષકપણુ વ્યક્તિત કર્યુ છે

૮ શ્લોક—સાવિત્રી સુલોચનનુ પટરાણીપદ કાયમ રખાવવાની તાજવીજ આ શ્લોકમા કરી છે વન પુર—વનમા અને નગરમા અરિગણ ઇ૦—શત્રુઓના સમૂહ તુ? (મુખમા) તૃણ (ઘાસ) લેઇને શીર્ષ (માથુ) નામે છે પ્રથમ ઇ૦—જેનુ પ્રથમ લગ્ન થયુ હોય તેજ આ ચન્દ્રકુળમા મુખ્ય નારી સ્થપાય છે—પરાપૂર્વથી એમ થતુ આવ્યુ છે મતલબ કે તમે પણ તેમજ કરીશો અનૃત ઇ૦—અને અખિલ કુળમા કોઇથી જીભે અનૃત (અસત્ય) જપાતુ (બોલાતુ) નથી મતલબ કે અગ્નિને સાક્ષી રાખીને તમે સુલોચનાને જે પટરાણીપદ આપ્યુ છે તે ફેરવી શકશો નહીં

સંતકને ધીમેથી ) વયસ્ય ! આ કંઇ જોવામાં આવ્યા હોય એમ લાગે છે, કેમ વારૂ ખરૂં કીની ? અન્ય વર્ગ પણ પરિચિત હોય એમ લાગે છે. ( ૮ )

વસંતક—( ધીમેથી ) કોઇ વાર ગોદક મારવા ત્યાં આવી ચઢ્યા હશે, તેથી એમ જણાય છે

શાંતિદેવ—રાજર્ષિ ! અમે એ કુળની પ્રશંસા આવા પ્રકારની પણ શ્રવણ કરી છેઃ

શ્લોક.

અમલા રક્ષણ આદર, સાદર સમયે સદૈવ પૂરાયે,
શશિકુલ વર્ણન શેષે, સર્વેશે પણ કદાપિ નહિ થાયે. ૯.

વસંતક—( નમન કરી ) મહાત્મા ! એવા પ્રશંસનીય ધારા ખંડિત થઇ ગયા હોય તો ? ( ૮ )

શાંતિદેવ—શાંઇ ! તમે કોણ છો કે ચંદ્રકુળ વિશે આવા મિથ્યા તર્ક કરો છો ? જુઓ શ્રવણ કરો

શ્લોક

સદા સૂર્યગી તાપ સંતાપકારી,
કદા ચંદની ચંદ્રિકા એવી ધારી ?
સ્વની શ્રેષ્ઠતા સૂર્ય દેવે વિસારી,
સુતા અર્પી આ સત્યવક્તા વિચારી ૧૦

( ૮ ) વિચારમાં ઈ૦—( મુનીશ્વરના કહેવાનો મર્મ સમજ્યાથી )

૯ શ્લોક–ગીતિ આ ૧૭૧ ઇ૦—ચંદ્રકુળમાં અબળાનું રક્ષણ કરવાના આદરરૂપી સાદર સમયે સમયે સદૈવ પૂરાયા કરે છે એવા શિશકુળનું વર્ણન શેષ નાગથી નહીં થાય એટલુંજ નહીં, પણ સર્વેશ ( બ્રહ્મદેવ )થી પણ થાય નહીં

( ૮ ) પ્રશંસનીય—વખાણવા યોગ્ય

૧૦ શ્લોક—ભુજંગ પ્રયાત ચંદ્રિકા—ચાંદરણું—ચંદ્રપ્રકાશ મતલબ કે સૂર્ય પરિતાપ ઉપજાવે છે અને ચંદ્ર શીતળતા ઉપજાવે છે. પરિતાપ ઉપજાવનારા સૂર્યવંશીઓ કરતાં શીતળતા ઉપજાવનારા ચંદ્રવંશીઓ શ્રેષ્ઠ છે એમ ધારીને સૂર્ય સ્વની ( પોતાની ) શ્રેષ્ઠતાને ભૂલીને તથા આ સંવરણ રાજાને સત્યમતા વિચારીને પોતાની આ સુતા ( તપતી ) અર્પી છે ! સત્યવક્તા છે માટે સુલોચનાનું પાણિગ્રહણ કાયમ રાખશે, એ ધ્વનિ છે

અપિગ—

શ્લોક.

મનોજ્ઞ ગરોડી, તપે તે ન તોડી,
પ્રણ પાણી પ્રોડી, નમે હસ્ત જોડી;
ન લે અર્થ ઓડી, ન નીતિ વછોડી,
ભલી કીર્તિ જોડી, ન દે સત્ય છોડી ! ૧૧

વસંતક—સારે એવી હશે મહારાજ. " ખાખરની ખીસોડી તે સાકરનો સવાદ શી રીતે જાણે ? " ( ડ )

સંવરણ—( આસોચ્છ્વાસ લઇ ) મહાત્માઓને અન્યથા કે'વાની આવશ્યકતા શી ? ( ઢ )

તપતી—( ધીમેથી ) હસા ! આ આવા પ્રકારનું કેમ બોલતા હશે અને એ તે કોને સંભળાવતા હશે વારુ ? ( ણ )

સંવરણ—( ધીમેથી ) પ્રિયા ! ચંદ્રકુળને કલંક લગાડનાર નર મારા વિના અદ્યાપિ કોઇ થયો નથી. ( એટલું કહી આંખ મીચી દીર્ઘ નિઃશ્વાસ નાખે છે, અને આંખ ઉઘાડી જોતાં કુલપતિ, પોતાનાં વૃદ્ધ માતાજી, પ્રધાન અને સેનાપતિને ઉતાવળે પ્રવેશ કરતાં જુએ છે, તેથી એકદમ ઉઠી ઉભો થઇ ઉશપને શિરસાષ્ટાંગ અને ઉભયને યથોચિત કરે છે. તેજ પ્રમાણે તપતી અને બીજાં સર્વે પણ કરે છે. )

---

૧૧ શ્લોક—ગુણેભી. તપે—તપ વડે. અર્થ—દ્રવ્ય. તોડી—ખેંચીને (બળત્કારથી.) આ શ્લોકમાં પણ છેલ્લા ચરણમાંનો સત્ય શબ્દ સુલોચનાનું પટરાજ્ઞીપદ કાયમ રાખવાનું સૂચવે છે.

( ડ ) એવી—( પ્રશંસા. )

( ઢ ) આસોચ્છ્વાસ ઇ૦—તપતીને આપેલું વચન પ્રમાણ રાખવું કે સુલોચનાનું પટરાજ્ઞીપદ કાયમ રાખવું, એ વિષે મોટું સંકટ પ્રાપ્ત થયાથી આસોચ્છ્વાસ દ્વારા તેના મનની ઉથલપાથલ વર્ણવી છે.

( ણ ) ઋષિના બોલવામાં વ્યંગ્ય છે, તે તપતી સમજે છે, તેથી કહે છે: હસા ઇ૦.

કુલપતિ—અહો પ્રતાપી ! શોક શા કારણે કરે છે ? આ કુળમાં તારા જેવો નરવર કોણ થઇ ગયો છે, કે જે સૂર્યસુતા પ્રાપ્ત કરી શક્યો હોય ? ( ત )

સંવરણ—તેમ મારા જેવો અધમ નર પણ કોણ થઇ ગયો છે, કે જેણે પ્રજાજનના કષ્ટ સામું પણ ન જોયું હોય ?

કુલપતિ—જેણે આવા સચિવ સેનાની સંતુષ્ટ રાખ્યા હોય તે મનોરથ કેમ સફળ કરી નહિ શકે ? ( થ )

સુષેણ—દેવશ્રી ! જ્યાં સાક્ષાત્ બ્રહ્મદેવ જેવા કુલપતિનો નિવાસ, ત્યાં પ્રજાને દુઃખનું સ્વપ્ન પણ ક્યાંથી આવે ?

વીરકેતુ—દેવશ્રી ! તપોબળે અનાવૃષ્ટિ ટાળી એવું સુખ કિયા નૃપાળની પ્રજાએ ભોગવ્યું છે ?

સંવરણ—એ સર્વ સત્ય છે, કિન્તુ આ મારાં વૃદ્ધ માતુશ્રીનું સ્મરણ પણ નહિ ! શિવ શિવ !

કુલપતિ—પુત્ર સુકુલ વધૂ સહ આવી નમન કરે તો માતા સર્વ કષ્ટ વિસરી જાય, એવું શાસ્ત્રવચન છે.

સંવરણ—(દીર્ઘ નિઃશ્વાસ નાખી) વગર કારણે અબળાનો વનત્યાગ ! ( સભય ) મહાત્મા ! મારાં અકૃત્ય મને કંપાવી દે છે !

કુલપતિ—વત્સા સુલોચના ! અહીં આવ્ય. ( એ સાંભળી રાજા ચમકે છે, અને ત્રણ સખીઓ અને કુમાર સહ સુલોચના પ્રવેશ કરે છે, તેને જોઇ રાજમાતા અધિક હર્ષ ઘેલાં જેવાં થઇ જાય છે, અને બાળકને રાજમાતા ઉતાવળે તેડી લે છે. તેથી કુમાર )—( દ )

કુમાર—મા આ મને કેમ લે છે તે ? અમે તો નથી જવાના જા.

સુદિવ્યા—બાપુ ! મારી પાસે આવવું પડશે. પે'લી હું ને પછી બીજાં બધાં. પૂછ તારી માને.

---

( ત ) અહીં સૂર્યસુતાની પ્રાપ્તિરૂપ અદ્ભૂત અર્થની પ્રાપ્તિ વર્ણવી છે, માટે નિર્વહણસંધિનું ઉપગૂહન નામે અંગ વર્ણવ્યું છે.

( થ ) સચિવ—પ્રધાન. સેનાની—સેનાપતિ. અર્થાત્ પ્રજાના કષ્ટ સામી તે નજર ન રાખી તેમાં પણ કાંઇ દોષ નથી.

( દ ) અહીં કાર્યનું દર્શન વર્ણવ્યું છે માટે નિર્વહણસંધિનું પૂર્વભાવ નામે અંગ વર્ણવ્યું છે.

**સુલોચના**—( સર્વને નમન કરી ઉભી રે'છે તેને પોતાની કને ખેંચી સઇ સુદિવ્યા બેસાડે છે )

**કુમાર**—મા આ મને માગતા'તા તે દાદા એમને કાઢી મૂકાને !

**સુદિવ્યા**—બાઇ આ તો તારા બાપ થાય એમને એવુ ના કહેવાય

**સ વરણુ**—(અત્ય ત થયેલો હર્ષ ક ઇ સાભરી આવનાથી દબાઇ જવા ી સાથે નિ શ્વાસ નાખે છે ) ( ઘ )

**કુલપતિ**—વત્સ ! ચિતાનો ત્યાગ કરવ પટ્ટરાણીપદ વત્સા સુલોચના ભોગવે અને કુળની વિશેષ પ્રશ સા તપતી તનુજથી થાય એવો મારો આશિર્વાદ છે ( ન )

**સ વરણુ**—( સહર્ષ નમ ( ્રીને ) કુલપતિ ! આ તો આપણા શાતિ દેવજની ! બીજા બધાનુ ઓળખાણુ તો જેમ તેમ કરી પડયુ, કિ તુ આ મહાત્મા તો હમણુાજ લક્ષમા આવ્યા !

**કુલપતિ**—હા એજ આ ઉભય સાંમ તોના બુદ્ધિબળે આ શુભ અવ મર જોવા વારો પ્રાપ્ત થયો સહચરીઓને પણુ ધન્યવાદ ઘટે છે

**સહચર્યાદિ**—મહાત્મા ! એ સવ આપનો મહિમા છે શાતિદેવ મહાત્મા ન હોય અને એમાનુ ક ઇ બને પણુ નહિ કોઇ ક ધથી અને કોઇ ક ધથી આવી મળ્યુ. આપની કૃપાથી સર્વે સારાં વાના થયા.

**સુષેણુ**—દેવશ્રી ! હવે પુરવાસીઓને સત્વર પાવન કરી હર્ષિત કરવા ઊચિત છે

**કુલપતિ**—વત્સ ! શ્રવણુ કરવ —

શ્લોક

> શ્રૃટિ સૃટિ વિષે દિસે મન ગમી, શાતિ સહુ સ્થાનમા,
> આ કન્યા સુગની શચી સમ મળી, ભૂલ્યા મળ્યા રાનમા
> વાધી સેવ વિયોગ સર્વ શમિયા, રાચ્યા ઠર્યા સાનમા,
> વાચ્છો શુ પ્રિય આજ રાજ અમથી, કે'વુ ન કૈ કાનમા   १२

( ઘ ) કઈ—પટરાણીપદ વિષેની ભાંજગડ

( ન ) તપતીતનુજ્થી—તપતીના પુત્રથી

१२ શ્લોક—શાદૂલવિક્રી ત. અહીં કાવ્યની અતે વર આપવાનુ સૂચન કર્યું છે

સંવરણ—જેના કુલપતિ આચાર્ય છે, તેને સદા સર્વદા પ્રિયજ છે; તો ભરતવાક્ય સફળ થવા માટે આટલું પ્રિય કરો

શ્લોક

જેવો આ ગુજરાત દેશ સહુમાં, શ્રેષ્ઠત્વ પામી રહ્યો,
તે મધ્યે અતિ શ્રેષ્ઠ ચારૂતર છે, બ્રહ્મે ન જાયે કહ્યો,
એવા દેશની જે ગિરા ગુણવતી, નામે મહા ગુર્જરી,
વાધો તે સુરસે કસે ગુણગણે, જો પ્રિય નાચ્છો હરિ ! ૧૩.

પંચમાંક સમાપ્ત







માટે નિર્વાહ્ગુસ ધ્વિનિ કાવ્યસંહાર નામે અંગ વર્ણાવ્યું છે તેત્ર—ત ગ—સ તાન સાનમા—સમજાયમા કે ઇ ઇ૦—અર્થાત્ સ્પષ્ટપણે કહો

૧૩ શ્લોક—શાર્દૂલવિક્રીડિત દેશભાષા આદિકની ગતિને અર્થે શુભ કથન કરવામાં આવ્યું છે, માટે નિર્વહણસંધિનુ પ્રશસ્તિ નામે અંગ વર્ણાવ્યું છે.

## કાંટાવાળાનાં પુસ્તકો.

| | | |
|---|---|---|
| ૧ | નાત સુધારો મળતી નથી ... ... ... ... ... | ૦—૨—૦ |
| ૨ | નીતિ અને લૌકિક ધર્મ મળતી નથી ... ... ... | ૦—૨—૦ |
| ૩ | નીતિ ધર્મ ... ... ... ... ... ... ... ... | ૦—૩—૦ |
| ૪ | પાણીપત અથવા કુરૂક્ષેત્ર ... ... .. ... ... ... | ૦—૪—૦ |
| ૫ | દેશી કારીગરીને ઉત્તેજન ભાગ ૧ ... ... ... ... | ૦—૪—૦ |
| | એજન ભાગ ૨ ... ... ... ... ... | ૦—૧—૦ |
| ૭ | મહીસુરની મુસાફરી... ... ... ... .. ... ... | ૦—૪—૦ |
| ૮ | ભૂતળ વિદ્યા ... ... ... ... ... ... ... ... | ૦—૫—૦ |
| ૯ | બે બહેનો ... ... ... ... ... ... ... ... | ૦—૮—૦ |
| ૧૦ | અંધેરી નગરીનો ગર્ધવસેન ... ... ... .. ... | ૦—૧૨—૦ |
| ૧૧ | સંસાર સુધારો ... .. ... ... ... ... ... | ૨—૪—૦ |
| ૧૨ | કેળવણીનું શાસ્ત્ર અને તેની કળા ભાગ ૧ ... ... ... | ૨—૦—૦ |
| ૧૩ | એજન ભાગ ૨ ... ... ... | ૨—૦—૦ |

૧૪ લઘુ વ્યાકરણ

૧૫ મોટુ વ્યાકરણ. — વડોદરાના કેળવણી ખાતાની માલકી

૧૬ અંકગણિત ભાગ ૧

૧૭ અંકગણિત ભાગ ૨

૧૮ લેખ પદ્ધતિ — એ મેજી રાજ્યના કેળવણી ખાતા

૧૯ નામાની પદ્ધતિ — માટે રા. ૭ અને ક ૬ મળીને લખેલા

૨૦ બાળાજ્ઞાન-માળા પુસ્તક ૧
૨૧ ,, પુસ્તક ૨
૨૨ ,, પુસ્તક ૩
} વડોદરા કેળવણી ખાતાની માલકી

૨૩ પ્રાચીન કાવ્યના છુટા અંકો ના. ૫ અને ૬ ૬. ટીકાસાથે પ્રસિદ્ધકર્ત્તા

૨૪ પ્રાચીન કાવ્ય ત્રિમાસિક હાલ બંધ છે એજન.

૨૧ થી ૫૯ પ્રાચીન કાવ્ય માળાના ૩૫ અંકો એજન માલકી કમીટીની

૬૦ રાણી રૂપસુંદરી પ્રસિદ્ધકર્ત્તા ખુશાલદાસ ગોકળદાસ. અમદાવાદ

૬૧ સ્ત્રીઓવિના કર્તવ્ય વડોદરા કેળવણી ખાતા તરફથી.

૬૨ કન્યા વાચનમાળા ભાગ ૧
૬૩ એજન ભાગ ૨
૬૪ એજન ભાગ ૩
} મુબઇના કેળવણી ખાતાની માલકી

૬૫ ભાલણસુત ઉદ્ધવકૃત રામાયણ ગુ. વ. સોસાઈટી તરફથી